તો ઉલટું એમ બન્યું છે, કે એવાં દુર્નિવાર વિઘ્નોના નડતરથીજ તેમને મોટો લાભ થયો છે; કારણકે તે વિઘ્નો ખસેડવામાં તેમને કઠણ ઉદ્યોગ અને સહનશીલતાના બળવાન ગુણો સાંપડ્યા. એવી એવી બીજી મનશક્તિઓ આવાં વિઘ્નો ન નડ્યાં હોત તો અઘોર નિદ્રામાં પડી રહેત, તે બહાર ઝબકી ઉઠી. એપ્રમાણે અડચણોને હવામાં ઉડાવી દેનાર અને ધાર્યાં કામ પાર પાડનાર પુરૂષોનાં જોઇએ તેટલાં દ્દષ્ટાંતો છે; અને તેથી આપણામાં જે કહેવતો ચાલેછે કે, 'ભાઈ, માણસ ચાહે તે કરે' 'કાળા માથાનું માનવી શું ન કરે' એ ખરી ઠરેછે. જેરેમીટેઇલર[1] વાળંદની કોથળી ખભેથી ઉતારીને એક મહાન ધર્મશાસ્ત્રજ્ઞ વિરલ સંત થયો; તેમજ એવા એક બીજા હજામને પેટે રૂ કાંતવાના સંચાની શોધ કરનાર અને રૂનાં મોટાં કારખાનાં ચલાવનાર સર રીચર્ડ આર્કરાઇટ[2] પેદા થયો. વરિષ્ટ અદાલતના વડા ન્યાયાધીશ લાર્ડ ટેંટર્ડન[3]ની પણ એજ ઓખાત હતી. ઈંગ્લંડમાં જે ન્યાયાધિકારીઓને કીર્તિની કીમતી કલગી સાંપડીછે, તેમાંનો એ એક હતો; તેમજ એજ જ્ઞાતિને ટર્નર[4] જેવા સૃષ્ટિસૌંદર્યના અદ્વિતીય ચિત્રકારને જન્મ આપ્યા માટે અભિમાન રાખવાનું વાસ્તવિક કારણ છે.

શેક્સ્પીઅર[5]ની મૂળપીઠીકા કોઇને માલમ નથી, પણ એ હલકા કુળમાંથી નીકળી આવ્યો છે, એ વાતમાં જરાએ શક લાવવા જેવું નથી. એનો બાપ બે ધંધા કરતો. એક તરફથી કસાઇનું કામ કરતો, અને બીજી

---

૧ જેરેમી ટેઇલર, ઈ. સ. ૧૬૧૩–૧૬૬૭. એક મહાન ધર્માધિકારી. અંગ્રેજ ધર્મસંબંધી પુસ્તકોનો લખનાર. ઈંગ્લંડના પહેલા ચાર્લ્સ રાજાની અનૌરસ પુત્રી સાથે એ પરણ્યો હતો.

૨ સર રિચર્ડ આર્કરાઇટ, ઈ. સ. ૧૭૩૨–૧૭૯૨. તેને 'સર'નો એલકાબ મળ્યો, તે તેની શોધને માટે નહીં, પણ તેણે ડાર્બિશર પરગણાના અમલદાર તરીકે ત્રીજા જાર્જ રાજાને માનપત્ર આપ્યું માટે મળ્યો.

૩ ચાર્લ્સ આબટ લાર્ડ ટેંટર્ડન, ઈ. સ. ૧૭૬૨–૧૮૩૨.

૪ જોઝફ માલર્ડ ઉવિલિઅમ ટર્નર, ઈ.સ. ૧૭૭૫-૧૮૫૧. તેણે બાર વરસની ઉમરે તસવીર ચીતરીને પ્રદર્શનમાં મૂકી હતી; મરતી વખત તેણે બે લાખ રૂપિઆ પાદશાહી પાઠશાળામાં બક્ષીસ કર્યા; અને સો તસવીર, અને ઓગણીશ હજાર ચિત્ર અંગ્રેજ પ્રજાને અર્પણ કર્યાં.

૫ ઉવિલિઅમ શેક્સ્પીઅર, ઈ. સ. ૧૫૬૪–૧૬૧૬. એક ઇંગ્લંડનોજ નહીં, પણ સર્વાનુમતે જગતનો અદ્વિતીય, મહા નાટકી. એણે સંપૂર્ણ પંચાંક પાંત્રીશ નાટક લખ્યાંછે; અને બીજી ઘણી કવિતા અને પદ લખ્યાંછે,

બાજુએ ગોવાળનું કામ પણ કરતો; અને શેકસ્પીઅરે પ્રથમ ઉન પીંજવાનો ધંધો કરતો, એમ કેટલાએક ધારેછે. વળી, બીજા કેટલાએક ખાત્રી પૂર્વક જણાવેછે, કે એ પહેલાં એક નિશાળમાં ઉપશિક્ષક હતો, અને તે પછી તે એક દસ્તાવેજ લખનારને ત્યાં ગુમાસ્તો રહ્યો હતો. જો વાસ્તવિક વિચાર કરીએ, તો આપણને એમ લાગશે, કે એ 'સકળગુણ સંપન્ન' હતો. કારણ કે તેણે તેના ગ્રંથોમાં દરીઆઈ સફરોમાં ખલાસીઓ તેમની નૌકાવિદ્યાને લગતા જે ખાસ શબ્દો વાપરેછે, તે એવી યુક્તિ પ્રયુક્તિથી વાપર્યા છે, કે એક નૌકાશાસ્ત્રીના વિષય ઉપર લખનાર જણાવેછે, કે શેકસ્પીઅર ખલાસીજ હોવો જોઇએ; તે વિના બીજાથી આવું લખાયજ નહીં; તેવીજ રીતે એક ધર્મોપદેશક શેકસ્પીઅરના પુસ્તકોનું લખાણ જોઇને, તેના રહસ્ય ઉપરથી એવું અનુમાન બાંધેછે કે એ શખ્સ કોઇક પાદરી પાસે લખવા રહેલો હોવો જોઇએ; વળી એક પ્રસિદ્ધ અશ્વપરીક્ષક આગ્રહથી અડ કરીને કહેછે કે શેકસ્પીઅર કોઇક વખતપર ઘોડાનો વેપાર કરતો હશે. આ પૃથ્વીના રંગભૂમી ઉપર શેકસ્પીઅર બેશક એક નાટકી હતો; તેણે તેની જીંદગીમાં ઘણા ભાવ ભજવ્યા છે. અનુભવ અને અવલોકનના વિશાળ ક્ષેત્રમાંથી તેણે અચંબો ઉપજાવે એવો જ્ઞાનનો ભંડોળ ભેગો કર્યો હતો. ગમે તેમ હો, પણ આટલી તો સિદ્ધ વાત સમજવી કે તે એકાગ્ર ચિત્તનો સમર્થ અભ્યાસી અને રાક્ષસી મહેનત ઉઠાવવાવાળો હશે. અદ્યાપી પર્યંત એનાં પુસ્તકો અંગરેજ પ્રજાની ચાલના બંધારણ ઉપર જબરદસ્ત સત્તા ચલાવેછે.

બ્રિંડલી[1] જેવા ઇમારતી કામ જાણનાર, [2]કુક જેવા વહાણવટી, અને બર્ન્સ[3] જેવા કવિઓ મજુરોની નીચ કોમમાંથી નીકળ્યા છે. કડીઆ અને સલાટોના ગરીબ ઘરમાંથી બેન જાન્સન[4] જેવા જ્ઞાતિદીપક દીપી નીકળ્યા છે. ગજવામાં ચોપડી અને હાથમાં લેલો લઇને લિંકન્સ

---

૧ જેમ્સ બ્રિંડલી, ઇ. સ. ૧૭૧૬–૧૭૭૨. આપ–બળેજ શીખેલો પુરૂષ.

૨ જેમ્સ કુક, ઈ. સ. ૧૭૨૮–૧૭૭૯. એણે સોસાએટીના ટાપુ શોધી કાઢ્યા. સાંડિવચ બેટના હાવાઈ ટાપુના માણસોએ એને મારી નાખ્યો.

૩ રાબર્ટ બર્ન્સ, ઈ. સ. ૧૭૫૯–૧૭૯૬. સ્કાટલંડનો કવિરાજ.

૪ બેંજામિન જાન્સન, ઇ. સ. ૧૫૭૪–૧૬૩૭. રાજકવિ અને નાટકી, એની કબર ઉપર 'અરે, વિરલ બેન જાન્સન' એટલું લખ્યું છે.

ઇન[1]ના મકાન પાસે એ મજુરી કરતો. એડવર્ડસ અને ટેલફોર્ડ[2] એંજી-નીયરો, ભૂસ્તર વિદ્યાવેત્તા હ્યુ મિલર[3] અને કનિંગામ[4] જેવા શિલ્પકામ તથા નકશી કામ જાણનાર અને વળી ગ્રંથકર્તા, એ બધા ઉપર જણાવેલી જાતમાં જન્મ્યા હતા. ઈમારતો ઉઠાવવાની વિદ્યા જાણનાર ઇનીગો જોન્સ[5], કાળમાપક નાનાં યંત્રો ખગોળના અવલોકનમાં સૂક્ષ્મ કાળની નોંધ લેવાને વાપરવાં પડેછે, તેની શોધ હારિસને[6] કરી છે તે, પ્રાણીગુણ ધર્મશાસ્ત્ર જાણનાર જાનહંટર[7], રમ્ની[8] અને ઓપી[9] ચિત્રકારો, એશિઆની ભાષાઓ જાણનાર વિદ્યાગુરૂ લી[10] અને શિલ્પશાસ્ત્રી ગિબ્સન[11], એ સઘળાઓએ સૂતારની જાતને પ્રસિદ્ધિમાં આણી છે.

---

૧ લિંકન્સઇન, ન્યાયનો અભ્યાસ કરવાનું મોટું સ્થળ. રાણી વિક્ટોરિઆએ ઇ. સ. ૧૮૪૫માં વાસ્તુ કર્યું.

૨ ટામસ ટેલ્ફોર્ડ, ઈ. સ. ૧૭૫૭–૧૮૩૪. એ ઉમરધર પરણ્યો ન હતો; અને શીત્તેર વરસની ઉમર થતા સુધી કોઈ ભારે મંદવાડ ભોગવ્યો ન હતો.

૩ હ્યુ મિલર ઈ. સ. ૧૮૦૨–૧૮૫૬. ગ્રંથકર્તા અને ભૂસ્તરવિદ્યા જાણનાર અત્યંત મંદવાડથી ગભરાઇને ગોળી ખાઇને મરણ પામ્યો.

૪ આલન કનિંગામ, ઈ. સ. ૧૭૮૫–૧૮૪૨. કવિ; વાર્તા લખનાર તરીકે પ્રખ્યાત છે.

૫ ઇનિગો જોન્સ, ઈ. સ. ૧૫૭૨–૧૬૫૩. નામાંકિત અંગ્રેજ બાંધકામ કરનાર.

૬ જાન હારિસન, ઈ. સ. ૧૬૯૩–૧૭૭૬. એની શોધને માટે એને બે લાખ રૂપિઆનું ઇનામ મળ્યું. તે મોટો યંત્ર શાસ્ત્રી હતો, પણ તેનામાં લખીને કે બોલીને સ્પષ્ટ જ્ઞાન આપવાની શક્તિ ન હતી.

૭ જાન હંટર, ઈ. સ. ૧૭૨૮–૧૭૯૩. માનવશારીરવિદ્યા અને પ્રાણીશારીરવિદ્યાવેત્તા.

૮ જાર્જ રમ્ની, ઈ. સ. ૧૭૩૪–૧૮૦૨. એક અંગ્રેજ ચિત્રકાર.

૯ જાન ઓપી, ઈ.સ.૧૭૬૧–૧૮૦૭. એક પ્રસિદ્ધ અંગ્રેજ ચિત્રકાર.

૧૦ સામ્યુઅલ લી, ઈ. સ. ૧૭૮૩–૧૮૫૨. લાટિન, ગ્રીક, ખાલ્દી, સિરિયાક, અરબી, ફારસી, ફ્રેંચ, જર્મન, ઇટાલિઅન, હીબ્રુ ભાષાઓ જાણનાર અંગ્રેજ પંડિત.

૧૧ જાન ગિબ્સન, ઈ. સ. ૧૭૯૦–૧૮૬૬. એક પ્રસિદ્ધ અંગ્રેજ શિલ્પિ. આરસની પ્રતિમાઓ કરવામાં એણેજ પ્રથમ રંગ વાપરવા માંડ્યો.

ગણિતશાસ્ત્રી સિમ્સન,[1] શિલ્પશાસ્ત્રી બેકન[2] અને મિલ્નર ભાઇઓ, આડમ વાકર. જાન ફાસ્ટર,[3] પક્ષિવર્ણન વિદ્યા જાણનાર ઉવિલ્સન, પ્રવાસી ઉપદેશક ડૉક્ટર લિવિંગસ્ટન,[4] અને કવિ ટાનાહિલ[5] એ બધા વણકરના વેલામાં પેદા થયા હતા. મોચીઓને પણ મગરૂર રહેવા જેવું છે, કારણકે મોટો નૌકાસેનાપતિ સર ક્લાઉડેસ્લી શવલ[6] વિદ્યુતવિદ્યાવેત્તા સ્ટર્જન, નિબંધો રનચાર સામ્યુઅલડ્રુ[7], ત્રિમાસિક ટિકાકારનો અધિપતિ ગીફર્ડ[8], બ્લુમફીલ્ડ[9] કવિ, ધર્મોપદેશક ઉવિલિઅમ કેરી[10] એ સૌ કોઈ મોચીની ઓલાદથી ઉતર્યા હતા; અને મૅારીસન[11] નામનો એક મહેનતુ પાદરી જોડાનાં તળાં બનાવતો હતો. થોડાંએક વર્ષ ઉપર સ્કાટલંડના બાંફ ગામમાંથી ટામસ એડવડર્સ નામનો મોચી એક મહા પ્રવિણ પ્રાણીશાસ્ત્રજ્ઞ જણાયો છે. તે જોડા શીવીને પોતાનું ગુજરાન ચલાવેછે; અને ફુરસદનો વખત જૂદી જૂદી જાતનાં પ્રાણીઓના શોધ પછવાડે કાઢેછે. ભોંગડાંવાળા નાના જી-

---

૧ રાબર્ટ સિમ્સન, ઈ. સ. ૧૬૮૭-૧૭૬૮. સ્કાટલંડનો પ્રસિદ્ધ ગણિત શાસ્ત્રી.

૨ જાન બેકન, ઈ. સં. ૧૭૪૦-૧૭૯૯ એક અંગ્રેજ શિલ્પિ.

૩ જાન ફાસ્ટર, ઈ. સ. ૧૭૭૦-૧૮૪૩. એક વખણાએલો નિબંધ લખનાર અંગ્રેજ.

૪ ડેવિડ લિવિંગસ્ટન, ઈ.સ. ૧૮૧૭-૧૮૭૩. આફ્રિકાનો પ્રવાસી પાદરી.

૫ રાબર્ટ ટાનાહિલ, ઈ. સ. ૧૭૭૪-૧૮૧૦. સ્કાટલંડનો કવિ ઉદાસ બની જઈ, પાણીમાં પડીને ડૂબી મૂઓ.

૬ સર ક્લાઉડેસ્લી શવલ, ઈ. સ. ૧૬૫૦-૧૭૦૭. એનું વહાણ ખડક ઉપર અથડાયાથી તે ભાંગી ગયું અને નૌકાસેનાપતિ ડૂબી ગયો.

૭ સામ્યુઅલ ડ્રુ ઇ. સ.૧૭૬૫-૧૮૩૩ પ્રથમ ધર્મ સંબંધી સ્વતંત્ર વિચારનો હતો. તે ક્લાર્કના ઉપદેશથી ધર્મચુસ્ત થઇ ગયો.

૮ ઉવિલિઅમ ગિફર્ડ ઈ. સ. ૧૭૫૬-૧૮૨૬. ઘણોજ સખ્ત ટીકાકાર અંગ્રેજ.

૯ રાબર્ટ બ્લુમફીલ્ડ, ઈ. સ. ૧૭૬૬-૧૮૨૩. તેણે ‘પટેલનો પોર્યો’ નામની કવિતા બનાવી, તેની ત્રણ વરસમાં ૨૬૦૦૦ પ્રત ખપી ગઈ. તે દરિદ્રાવસ્થામાં મરણ પામ્યો.

૧૦ ઉવિલિઅમ કેરી, ઈ. સ. ૧૭૬૧-૧૮૩૬. કલકત્તામાં સંસ્કૃતનો વિદ્યા-ગુરૂ અને ભાષાજ્ઞ.

૧૧ રાબર્ટ મારિસન, ઈ. સ. ૧૭૮૨-૧૮૩૪. ચીનમાં ખ્રીસ્તિ ધર્મનો ઉપદેશક ઈ. સ. ૧૮૧૦-૩૬ સુધીમાં ચીનાઈ ભાષામાં તેણે ૭,૫૦,૦૦૦ પુસ્તકોનો પ્રસાર કર્યો.

વોની શોધ કરતાં કરતાં, એક નવા પ્રાણીની તેને ભાળ લાગી. તેને એ વિદ્યામાં નિપુણ શાસ્ત્રીઓએ 'એડવર્ડસી પ્રાણી'ની સંજ્ઞા આપીને એ મહાન મોચીનું નામ અમર કર્યું છે.

આ જગપ્રસિદ્ધિમાં દરજીઓ પણ બહાર પડ્યા વિના રહ્યા નથી. કેટલાંએક વરસ સુધી મેરાઇનું કામ કર્યા પછી જાન સ્ટો[1]ની તવારીખ લખનારમાં ગણના થઈ. જાક્સન ચીતારો પુખ્ત ઉમરનો થયો, ત્યાંસુધી લુગડાં શીવતો. આપણો બહાદુર સર જાન હાકસવુડ[2] પણ નાની ઉમરમાં લંડનના એક દરજીને ત્યાં શીવતાં શીખવાને રહ્યો હતો. પોઈટીર્સ[3]ના યુદ્ધમાં એણે એવું તો ધીરવીરપણું બતાવ્યું કે ત્રીજા એડવર્ડે[4] તેને નાઈટ[5]નો કિતાબ આપ્યો.

નૌકાસેનાપતિ હાબ્સને વિગો[6] આગળ બંદરમાં પેસવાનો રસ્તો દુશ્મનોએ બંધ કર્યો હતો, તે ઈ. સ. ૧૭૦૨માં તોડ્યો. એ પુરૂષ પણ દરજીના કુળમાં પેદા થયો હતો. [7]ઉવાઇટ ટાપુના બાનચર્ચ ગામની પાસે એક દરજીની દુકાનમાં તે શીખવાને રહ્યો હતો. એવામાં એવી બૂમ ઉડી કે એ ટાપુ આગળ થઈને લશ્કરી વહાણોનો એક કાફલો જાયછે. એ ખબર સાંભળતાવારનેજ હાબ્સન દુકાન ઉપરથી કૂદીને હેઠે પડ્યો; અને એ ભપકાદાર તમાશો જોવાને તેના દોસ્તોની સાથે તે કિનારા ઉપર દોડી ગયો.

---

૧ જાન સ્ટો, ઈ. સ. ૧૫૨૫-૧૬૦૫. પ્રાચીન શોધક અને ઇતિહાસ લખનાર. તેની વૃદ્ધાવસ્થામાં તેને રોટલા માટે ભીખ માગવી પડતી હતી.

૨ સર જાન હૉકસવુડ, ઈ. સ. ૧૩૨૦-૧૩૯૪. શૂરવીર, પણ લૂટારાનો સરદાર.

૩ પોઈટીર્સ, ફ્રાન્સનું શહેર. વસ્તિ, ૨૫,૫૦૦. ઈ. સ. ૧૩૫૬માં યુદ્ધ થયું, તેમાં અંગ્રેજ શાહજાદો જીત્યો, અને ફ્રાન્સનો રાજા કેદ પકડાયો.

૪ ત્રીજો એડવર્ડ ઈ. સ. ૧૩૧૨-૧૩૭૭. રાજ્યાભિષેક ઈ. સ. ૧૩૨૭. ઈંગ્લાંડનો કીર્તિવંત રાજા. ઘણી લડાઇઓમાં જય મેળવ્યો છે.

૫ નાઇટ, ઈંગ્લંડમાં જેને એ કિતાબ આપવામાં આવેછે, તેના નામની પહેલાં 'સર' લખવામાં આવેછે, જેમ કે સર મંગળદાસ.

૬ વિગો. આટલાંટિક મહાસાગર પાસે સ્પેઇનનું કિલ્લેદાર બંદર, વસ્તી, ૮,૦૦૦.

૭ ઉવાઇટ, અંગ્રેજી ખાડીમાં એક ટાપુ. વસ્તિ ૬૬,૧૭૦. જમીન રસાળ છે અને હવા, તનદુરસ્તી આપનારી છે.

એ દેખાવ જોતાનીવારજ એ છોકરાને તો ખલાસી થવાનું એકદમ મન થઇ આવ્યું. એક હોડી તે વહાણોના કાફલાને મળવાને જતી હતી, તેમાં એ તો કૂદી પડ્યો; જે વહાણમાં નૌકાસેનાપતિ હતા, તે વહાણની પાસે એ ગયો, અને તેની અરજ ઉપરથી એને વગર પગારે ઉમેદવાર તરીકે નૌકાસેનાના ઉપરીએ લશ્કરમાં દાખલ કર્યો. વરસનાં વરસ વહી ગયા પછી ઘણા માનમરતબાની સાથે તે પોતાના ગામમાં પાછો આવ્યો; અને જે ઠેકાણે તે એક વખત ઉપર દરજીનો ધંધો શીખતો હતો. તે ઠેકાણે ગામના આબરૂદાર ગૃહસ્થોના નિમંત્રણથી તે જીઆફતમાં તેના સત્કાર માટે તૈયાર કરેલાં સુંદર પક્વાન જમના બેઠો. પણ ખરેખરો મોટો દરજી તો બેશક આંડ્રુ જાકસન[૧] છે. અમેરિકાના સ્વતંત્ર સંસ્થાનના પ્રમુખના ઓદ્ધા ઉપર તે હાલ વિરાજે છે. તેની દમદાર વર્તણુંક અને બુદ્ધિબળ વિલક્ષણ છે. ઉવાશિંગ્ટન[૨] નગરમાં તેણે એક ઘણું કીમતી ભાષણ કર્યું. તેમાં તેણે પોતાની રાજ્ય પ્રકરણી જીંદગીનો હેવાલ આપીને જણાવ્યું કે, હું એ ખાતામાં પડ્યો અને શહેરની કોટવાલી કરીને ન્યાયખાતાની તમામ નોકરીઓ એક પછી એક ચઢતા ચઢતી મેં બજાવી. તેવામાં એ સભામાંથી કોઇ એક જણ બોલી ઉઠ્યું કે 'શહેરની કોટવાલીથી શું કહોછો? દરજીની દુકાનથી નહીં કે?' જાંક્સનની ખાસ તબીઅત એવી હતી, કે તે કોઈ મેણું મારે, તો દૂભાતો નહીં; પણ ઉલટો, તે મેણામાંથી કંઈ ફાયદાકારક સારજ કાઢતો. ઉપરનાં વચન સાંભળીને તેણે ઉત્તર વાળ્યો કે, હમણાં કોઇક ગૃહસ્થે કહ્યું કે મેં મારી જીંદગી દરજીની સોય દડીથી આદરી હતી. એ શબ્દો સાંભળીને મારૂં મન જરા પણ કચવાતું નથી. હું જરા પણ ઝાંખો પડતો નથી; કારણ કે હું જ્યારે કપડાં શીવવાનો કસબ કરતો, ત્યારે પણ એ કામમાં હું સારો ગણાતો. બરાબર બેસતાં આવે એવાં ઘાટદાર કપડાં હું શીવી દેતો. હું મારા ઘરાકને કદી પણ જૂઠો વાયદો કરતો નહીં; હમેશાં કહ્યા પ્રમાણે વખતસર આપતો, અને હમેશાં સારૂંજ કામ કરીને આપતો.

---

૧. આંડ્રુ જાક્સન, ઇ. સ. ૧૭૬૭-૧૮૪૫. અમેરિકાના લશ્કરનો સેનાપતિ. એ સ્વતંત્ર સંસ્થાનનો બે વાર પ્રમુખ નીમાયો હતો.

૨. ઉવાશિંગ્ટન, અમેરિકાના સ્વતંત્ર સંસ્થાનનું મુખ્ય શહેર, પોટોમાક નદી ઉપર, વસ્તી ૧,૩૫,૦૦૦.

કારડીનલ વૂલ્સી,[૧] ડીફો,[૨] એકેન્સાઇડ[૩] અને કર્ક ઉવ્હાઇટ એ ખાટકીના પેટના હતા; બનીઅન[૪] વાસણ સાંધવાનો ધંધો કરતો અને જોઝફ લાંકાસ્ટર[૫] ટોપલીઓ ગૂંથતો. વરાળયંત્રની શોધ માટે ન્યુકોમન, ઉવૉટ[૬] અને સ્ટીવન્સન[૭] જેવા મહાત્માઓનો જગતે ગુણ માનવો ઘટેછે. એ ત્રણમાં ન્યુકોમન લૂહાર હતો, ઉવાટ ગણિતશાસ્ત્રને લગતાં હથિઆર અને યંત્ર કામ કરતો, અને સ્ટીવન્સન લોઢાની ભઠ્ઠીમાં દેવતા સળગાવનાર હતો. ધર્મોપદેશક હંટીંગ્ડન[૮] પ્રથમ કોયલા ઉપાડવાની મજુરી કરતો; અને લાકડાના કોતરકામનો આદિગુરૂ બ્યુક[૯] કોલસાની ખાણમાં ખોદવાનું કામ કરતો. ડાડસ્લી[૧૦] ઘોડાગાડી ઉપર ચાકર હતો, અને હૉલક્રૉફ્ટ[૧૧] ચરવાદાર હતો. સમુદ્ર પર્યટન કરનાર બાફીન[૧૨] વહાણમાં નોકર રહ્યો ત્યારે સઢ ચઢાવવા વિટાળવાનું કામ કરતો અને સર કલાઉડસ્લી શવલ પહેલ વહેલાં વહાણમાં ખિદમતગાર થઇને રહ્યો. હરશલ[૧૩] લશ્કરી વાજામાં શરણાઈ

---

૧. ટામસ ઉવૂલ્સી, ઈ.સ. ૧૪૭૧-૧૫૩૦. એનો ઉદય અને અસ્ત ઇંગ્લંડના આઠમા હેન્રીના વખતમાં થયો. તે મોટો ધર્માધિકારી હતો.

૨. ડેનાએલ ડીફો, ઈ. સ. ૧૬૬૧-૧૭૩૧. પહેલોજ નવલ લખનાર અને ચોપાનીઆં કાઢનાર.

૩. માર્ક એકેનસાઇડ, ઈ.સ. ૧૭૨૧-૧૭૭૦. કવિ અને વૈદ; એનામાં એક દોષ હતો,-તે પોતાના હલકા કુળથી લજવાતો.

૪. જાન બનીઅન, ઈ. સ. ૧૬૨૮-૧૬૮૮. મહા પ્રસિદ્ધ અંગ્રેજ લખનાર.

૫. જોઝફ લાંકાસ્ટર, ઈ. સ. ૧૭૭૮-૧૮૩૮; વિદ્યાર્થિઓથી પરસ્પર શીખવવાની પદ્ધતી સ્થાપનાર, કેળવણીનો મહાભક્ત.

૬. જેમ્સ ઉવાટ, ઈ. સ. ૧૭૩૬-૧૮૧૯; સ્કાટલંડનો પ્રસિદ્ધ યંત્રશાસ્ત્રી, વરાળયંત્ર બનાવનાર.

૭. જાર્જ સ્ટીવન્સન, ઈ. સ. ૧૭૮૧-૧૮૪૮, અગ્નિ-રથનો શોધક.

૮. ઉવિલિઅમ હંટીંગ્ડન, ઈ.સ. ૧૭૪૪-૧૮૧૩. લોકપ્રિય ઉપદેશક.

૯. ટામસ બ્યુક, ઈ.સ. ૧૭૫૩-૧૮૨૮. પ્રસિદ્ધ નકશી કોતરનાર.

૧૦. રાબર્ટ ડાડિસ્લ, ઈ.સ. ૧૭૦૩-૧૭૬૪. ગ્રંથકર્ત્તા અને ચોપડીઓ વેચનાર.

૧૧. ટામસ હાલક્રાફ્ટ, ઈ.સ. ૧૭૪૫-૧૮૦૯. નાટકોનાં ભાષાંતરકર્ત્તા.

૧૨. ઉવિલિઅમ બાફિન, ઈ. સ. ૧૫૮૪-૧૬૨૧. ઈરાની અખાતમાંથી ફીરંગીઓને કાઢતાં લડાઇમાં તે મરણ પામ્યો. તેણે બાફીનનો ઉપસાગર શોધી કાઢ્યોછે.

૧૩. સર ઉવિલિઅમ હરશલ, ઈ.સ. ૧૭૩૮-૧૮૨૨. તેણે 'યુરેનસ' અથવા 'હરશલ' નામનો ગ્રહ અને બીજા ઘણા ઉપગ્રહો શોધી કાઢ્યાછે.

વગાડતો. ચાંટ્રી[1] રખડી રઝળીને લાકડાનું નકશી કામ કરતો. એવીજ રીતે એટી[2] છાપવાનું કામ કરતો અને સર ટામસ લારેન્સ[3] એક પીઠાવાળાનો છોકરો હતો. મીકલ ફારાડે[4] લૂહારને ઘેર અવતર્યો હતો. તે નાનો હતો, ત્યારે ચોપડીઓ બાંધનારને ત્યાં એ કામ શિખવાને રહ્યો હતો; તે બાવીશ વરસનો થયો ત્યાંલગી તેણે એજ ધંધો કર્યો. સઘળા તત્વજ્ઞાનીઓમાં તે હાલમાં સૌથી સર્વોપરી ગણાયછે; અને 'ગુરૂ કરતાં ચેલા બડા' એ કહેવત જાણે ખરી પાડવાને તે પેદા થયો હોયની તેમ તે સિદ્ધપદાર્થ વિજ્ઞાનના મહાકઠિણ અને અગોચર વિષયો તેના ગુરૂ સર હંફ્રી ડેવી[5]ના કરતાં પણ વધારે સ્પષ્ટ કરી સમજાવવાની કળા ધરાવેછે.

ખગોળ વિદ્યાનું અલૌકિક શાસ્ત્ર જે મહાત્માઓના તેજવડે પ્રકાશિત થયું છે, તેમાં પોલંડ[6]ના ભઠીઆરાના છોકરા કોપર્નિકસ[7]નું, તેમજ જર્મની[8]ના એક વીશી રાખનારના છોકરા કેપ્લર[9]નું ઉજ્વળ નામ આગળ પડતું છે. કેપ્લર પંડે નાનો હતો ત્યારે વીશીમાં ચાકરી કરતો. પારિસ[10]માં સેંટ જીન ડરોંડના દેવળનાં પગથીઆં ઉપરથી એક દહાડો

૧. સર ફ્રાન્સિસ ચાંટ્રી, ઈ. સ. ૧૭૮૧-૧૮૪૧. મહાન શિલ્પિ. વિક્ટોરિઆ રાણીએ તેને 'સર-નાઇટ'નો એલકાબ આપ્યો.

૨. ઉવિલિઅમ એટી, ઈ. સ. ૧૭૮૭-૧૮૪૯. નીતિ-બોધક ચિત્રકાર.

૩. સર ટામસ લારેન્સ, ઈ. સ. ૧૭૬૯-૧૮૩૦, એક પ્રસિદ્ધ અંગ્રેજ ચિત્રકાર ઈ. સ. ૧૮૧૫ માં તેને 'સર-નાઈટ' નો એલકાબ મળ્યો.

૪. મિકલ ફારાડે, ઈ. સ. ૧૭૯૧-૧૮૬૭. નામાંકિત રસાયન શાસ્ત્રી અને પદાર્થ શાસ્ત્રી.

૫. સર હંફ્રિ ડેવી, ઈ. સ. ૧૭૭૮-૧૮૨૯ સદર. ઈ. સ. ૧૮૧૮ માં તેને 'બારોનેટનો' કિતાબ મળ્યો. તેણે નિર્ભય દીવો ( ડેવીસ-સેફટી-લેમ્પ) શોધી કાઢ્યો.

૬. પોલંડનું રાજ્ય હાલ રશિઆ, પ્રશિઆ અને આસ્ટ્રિઆની વચ્ચે વહેંચાઇ ગયું છે.

૭. નિકલસ કોપર્નિકસ, ઈ. સ. ૧૪૭૩-૧૫૪૩, પ્રશિઆનો વિખ્યાત ખગોળવિદ્યા વેત્તા.

૮. જર્મની, જર્મન સહેનશાહત, ઈ. સ. ૧૮૭૧ માં ફ્રાન્સ તથા જર્મની વચ્ચે લડાઈ ચાલી, તેમાં છેવટ જર્મની અને પ્રશિઆનું રાજ્ય ભેળું થઈ ગયું. ક્ષેત્રફળ ૨,૧૨,૦૯૧ ચોરસ માઈલ. વસ્તિ, ૪,૪૫,૦૦,૦૦૦.

૯. જોહાન કેપ્લર, એક પ્રસિદ્ધ જર્મન ખગોળ શાસ્ત્રી.

૧૦. પારિસ, ફ્રાન્સનું મુખ્ય શહેર; સેન નદીની બંને બાજુએ છે; વસ્તિ ૧૯,૮૬,૭૪૮.

શિઆળાની ઠંડી રાતે નમાયા નબાપા ડાલાંબેર[1]ને કોઈએ ઉપાડી લીધો હતો. તેને કાચ ઘડવાનું કામ કરનાર શખ્સની ઓરતે ઉછેર્યો હતો. ખગોળ વિદ્યામાં એ નામ પણ ઝળકી રહ્યું છે; તેવીજ રીતે ન્યૂટન[2] અને લાપ્લાસ[3]નાં નામ પણ એજ શાસ્ત્રમાં અમર પદવી ભોગવે છે; તેમાં ન્યૂટન ગ્રાંથમ[4] ગામની પાસે એક નાના જમીનદારનો છોકરો હતો; અને લાપ્લાસ હાફ્લર[5] ગામની પાસે બોમોંટ આગ્નના એક ગરીબ ગામડીઆને ઘેર જન્મ્યો હતો. એ બંને જ્યારે નાની વયના હતા, ત્યારે તેમની હાલત દુઃખ ભરેલી હતી; તથાપિ પોતાના બુદ્ધિબળવડે તેમણે એવી અચળ અને પ્રૌઢ કીર્ત્તિ મેળવી કે આખી દુનિઆની દોલતથી પણ મળી ન શકે. જો તેઓ પૈસાવાળાને ઘેર અવતર્યા હોત, તો તેથી તેમને જે અડચણો આવી પડત, તે તેમની ગરીબ અવસ્થાની અડચણો કરતાં વસમી થઈ પડત. ખગોળ વિદ્યાવેત્તા અને ગણિતશાસ્ત્રી લગ્રાંજનો[6] બાપ ટ્યુરિન[7] શહેરમાં લશ્કરી ખાતાનો ખજાનચી હતો; પણ વેપારમાં સટ્ટા કરવાથી તે પાયમાલ થઈ ગયો અને તેનું કુટુંબ દુર્દશામાં આવી પડ્યું. લગ્રાંજ તેની ઉત્તર વયમાં કહેતો, કે મારી કીર્ત્તિ અને સુખનું મૂળ કેટલેક દરજ્જે અમારે માથે આ આવી પડેલા દુઃખમાં હતું. તે કહેતો કે, જો હું ધનવાન હોત, તો કદાચ્ મારાથી ગણિતશાસ્ત્રી ન થવાત.

વળી, પાદરીઓના અને બહુધા ધર્મોપદેશકના છોકરાઓએ આપણા દેશના ઇતિહાસમાં પોતાનાં નામ ખાસ રીતે અમર કરી રાખ્યાં છે.

---

૧. જાન લ રોંડ ડાલાંબેર, ઈ.સ. ૧૭૧૭-૧૭૮૩; ફ્રેંચ ગણિત શાસ્ત્રી. ઇતિહાસ લખનાર, ઇત્યાદિ. માડમ ડ ટાંસિ અને માસ્ય ડે સ્ટુશેનો અનૌરસ પુત્ર.

૨. સર આઇઝાક ન્યૂટન, ઈ. સ. ૧૬૪૨-૧૭૨૭. અનુપમ અંગ્રેજ ગણિત શાસ્ત્રી અને તત્વ જ્ઞાની. આન રાણીએ 'નાઈટ' નો એલકાબ આપ્યો. એ ઉમરભર પરણ્યો નહતો.

૩. પીઅર સાઇમન માર્ક્વિસ ડ લાપ્લાસ. ઈ. સ. ૧૭૪૯-૧૮૨૭. મોટો ફ્રેંચ ગણિત શાસ્ત્રી અને ખગોળ શાસ્ત્રી.

૪. ગ્રાંથમ, લિંકનશર પરગણામાં, વસ્તિ ૧૩,૨૫૦.

૫. હાફ્લર, ફ્રાન્સનું બંદર, વસ્તિ, ૮,૪૦૦.

૬. જોઝફ લૂઈ કોંટ લગ્રાંજ, ઈ. સ. ૧૭૩૬-૧૮૧૩. પ્રસિદ્ધ ફ્રેંચ ગણિત શાસ્ત્રી, ડેકાર્ટનો પૌત્ર.

૭. ટ્યુરિન, ઇટલિનું શહેર, વસ્તિ, ૨,૦૮,૦૦૦.

દરિઆઈ રણસંગ્રામમાં શૌર્યના તેજથી ઝળકતા એવા ડ્રેક[1] અને નેલ્સન[2], વિદ્યાશાસ્ત્રમાં પ્રસિદ્ધ થએલા ઉવાલસ્ટન[3], યંગ, પ્લેફેર[4] અને બેલ[5] ચિત્ર કળામાં અકળ ગતિને પહોંચેલા રેન[6], રેનોલ્ડસ[7] ઉવિલ્સન અને ઉવિલ્કિ; ન્યાય શાસ્ત્રમાં નિપુણ થએલા થર્લો[8] અને કામ્બેલ[9], અને સાક્ષરમંડળમાં નામના કરી ગએલા આડિસન,[10] ટામ્સન[11] ગોલ્ડસ્મિથ[12], કોલરિજ[13], અને ટેનિસન[14] એ સર્વે ધર્માચાર્યોના

૧. સર ફ્રાન્સિસ ડ્રેક, ઈ. સ. ૧૫૩૮–૧૫૯૫. ઈંગ્લંડનો નામાંકિત નૌકાસેનાપતિ. એણે બે વર્ષ અને દશ મહિનામાં પૃથ્વી પ્રદક્ષિણા કરી. એલિઝાબેથ રાણીએ એને 'નાઈટ'નો ક્રિતાબ આપ્યો.

૨. હારેશિઓ વાઈકાઉંટ નેલ્સન, ઈ. સ. ૧૭૫૮–૧૮૦૫, ગ્રેટ બ્રિટનનો ઉત્તમોત્તમ નૌકા સેનાપતિ; નૌકા યુદ્ધમાં ગોળી વાગવાથી મરણ પામ્યો.

૩. ઉવિલિઅમ્ હાઇડ ઉવાલાસ્ટન, ઈ. સ. ૧૭૬૬–૧૮૨૮. પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રી.

૪. જાન પ્લેફેર, ઈ. સ. ૧૭૪૮–૧૮૧૯; સ્કાટલંડનો નામાંકિત ગણિત શાસ્ત્રી.

૫. સર ચાર્લ્સ બેલ, ઈ. સ. ૧૭૭૪–૧૮૪૨; ઈ. સ. ૧૮૩૦ માં 'નાઈટ' થયો; મોટો શારીરશાસ્ત્રી. એ સ્કાટલંડના એક ગરીબ પાદરીનો છોકરો હતો.

૬. સર ક્રિસ્ટફર રેન, ઈ. સ. ૧૬૩૨–૧૭૨૩; ઈ. સ. ૧૬૭૪ માં 'નાઈટ' થયો. સેંટ પાલનું દેવલ બાંધનાર.

૭. સર જોશુઆ રેનોલ્ડસ, ઈ. સ. ૧૭૨૩–૧૭૯૨. મોટો ચિત્રકાર.

૮. એડવર્ડ લાર્ડ થર્લો, ઈ. સ. ૧૭૩૨–૧૮૦૬; અંગ્રેજ ન્યાયશાસ્ત્રી.

૯. જાન લાર્ડ કામ્બેલ, ઈ.સ. ૧૭૭૯–૧૮૬૧. સ્કાટલંડનો વતની, મોટો રાજ્યદ્વારી પુરૂષ અને ન્યાયશાસ્ત્રી.

૧૦. જોઝફ આડિસન, ઈ. સ. ૧૬૭૨–૧૭૧૯; ગાર્ડિઅન (રક્ષક), ટાટલર (ડાંડિયો), સ્પેક્ટેટર ( દ્રષ્ટા ) વગેરે પત્રોમાં સુંદર, સાદી, સરળ ઈબારતથી લખનાર.

૧૧. જેમ્સ ટામ્સન, ઈ. સ. ૧૭૦૦–૧૭૪૮. સ્કાટલંડના પાદરીનો દીકરો. 'રૂતુ-વર્ણન'ના કાવ્યથી એ કવિ પ્રખ્યાત છે. આળસુ પ્રકૃતિનો હતો.

૧૨. આલિવર ગોલ્ડસ્મિથ, આયર્લંડનો વતની, ઈ.સ. ૧૭૨૮–૧૭૭૪. અંગ્રેજીભાષાનું ભૂષણ, કવિ, નાટક અને ઇતિહાસ લખનાર; ઉડાઉ ઉદાર મનનો હતો.

૧૩. સામ્યુઅલ ટેઇલર કોલરિજ, ઈ.સ. ૧૭૭૨–૧૮૩૪. અદ્ભુત શક્તિનો કવિ; પણ અફીણ ખાતો; અને જબરો વાતોડો હતો.

૧૪. આલ્ફ્રેડ ટેનીસન, ઈ. સ. ૧૮૧૦—હયાતછે. રાજકવિ.

છોકરા હતા. વળી, હિંદુસ્તાનની રણભૂમિમાં પ્રતિષ્ઠા પામેલ એજ વર્ગમાંથી લાર્ડ હાર્ડિંજ[1], કર્નલ એડવર્ડ્સ, અને મેજર હાડસન ઉત્પન્ન થયા હતા. ખરૂં જોવા જઇશું તો ઇંગ્લંડે હિંદુસ્તાન જેવું રાજ્ય મેળવ્યું અને જાળવ્યું તે ઘણુંકરીને મધ્યમ વર્ગના માણસોવડેજ, જેવાં કે ક્લાઇવ[2], ઉવારન હેસ્ટિંગ્સ[3], અને તેમના અનુજ. દુકાનોમાં, કારખાનામાં અને પેઢીઓમાં રહીને કામકાજ કરવાની રીતભાતથી સારી રીતે કેળવાએલા પુરૂષોનાં એ પરાક્રમ.

વકીલમંડળમાંથી આગળ નીકળેલા માણસો જોઇશું, તો એડમંડ બર્ક,[4] બાંધકામમાં પ્રવિણ સ્મીટન[5] સ્કાટ[6] અને ઉવર્ડ્સ્વર્થ[7], લાર્ડ સમર્સ[8], લાર્ડ હાર્ડવિક[9], અને લાર્ડ ડનિંગનાં[10] નામ મશહૂર છે. સર ઉવિલિઅમ બ્લાકસ્ટનનો[11] બાપ હીરનો ધંધો કરતો. તે ગુજરી ગયા પછી

---

૧. હેન્રિ વાઇકાઉંટ હાર્ડિંજ, ઈ. સ. ૧૭૮૫–૧૮૫૬, હિંદુસ્તાનનો ગવર્નર જનરલ. મોટો યોદ્ધો હતો.

૨. રાબર્ટ લાર્ડ ક્લાઇવ, પ્લાસીવાળો, ઈ.સ. ૧૭૨૫–૧૭૭૪. આમની સભાએ એના ઉપર હિંદુસ્તાનમાંથી ગેરરીતે પૈસો મેળવ્યાનું તહોમત મૂક્યું; તે પછીથી રદ કર્યું. પણ તેનું મન ઉદાસ થતાં અને અફીણ ખાવાની ટેવ હતી, તે હાલતમાં તેણે આપઘાત કર્યો.

૩. ઉવારન હેસ્ટિંગ્સ, ઈ. સ. ૧૭૩૩–૧૮૧૮. હિંદુસ્તાનનો પહેલો ગવર્નર જનરલ.

૪. એડમંડ બર્ક, ઈ. સ. ૧૭૩૦–૧૭૯૭. આયર્લંડનો વતની; મહાન રાજ્યદ્વારી પુરૂષ અને અપૂર્વ વક્તા.

૫. જાન સ્મીટન, ઈ. સ.૧૭૨૪–૧૭૯૨. મોટો ગણિતશાસ્ત્રી અને યંત્રશાસ્ત્રી.

૬. સર ઉવાલ્ટર સ્કાટ, ઈ. સ.૧૭૭૧–૧૮૩૨; પ્રસિદ્ધ નવલ લખનાર અને કવિ.

૭. ઉવિલિઅમ ઉવર્ડ્સ્વર્થ, ઈ. સ.૧૭૭૦–૧૮૫૦. રાજકવિ.

૮. જાન લાર્ડ સમર્સ, ઈ. સ. ૧૬૫૦–૧૭૧૬. ન્યાયશાસ્ત્રી અને દેશાભિમાની નર.

૯. ફિલિપ યાર્ક, અર્લ આફ હાર્ડઉવિક, ઈ. સ. ૧૬૯૦–૧૭૬૪. નિષ્પક્ષપાતિ ન્યાયાધીશ.

૧૦. જાન લાર્ડ આશ્બર્ટન ડનિંગ, ઈ.સ. ૧૭૩૧–૧૭૮૩; પ્રમાણિક ન્યાયશાસ્ત્રી; વગર ફ્રી, ગરીબ લોકોની મફત વકીલાત કરતો.

૧૧. સર ઉવિલિઅમ બ્લાકસ્ટન, ઈ. સ. ૧૭૨૩–૧૭૮૦. ન્યાયના મોટા ગ્રંથોનો લખનાર ન્યાયાધીશ.

બ્લાકસ્ટન જન્મ્યો હતો. લાર્ડ ગિફર્ડનો બાપ ડોવર[1]માં ગાંધીની દુકાન માંડતો. લાર્ડ ડેન્મન[2]નો બાપ વૈદુ કરતો. ટાલ્ફોર્ડ[3] ન્યાયાધીશનો બાપ એક ગામડામાં દારૂ ગાળતો; અને વરિષ્ટઅદાલતના વડાન્યાયાધિશ લાર્ડ ચીફ બારન પાલાકનો બાપ ચેરીંગ ક્રાસ[4]માં ઘોડાનો સામાન વેચતો. લંડન[5] શહેરના એક વકીલને ત્યાં નિનિવેહ[6]ની પુરાતન ઇમારતોનો શોધ કરનાર લેયર્ડ[7] બંધણી આર્પાને કારકૂની કરતો. સર ઉવિલિઅમ આર્મસ્ટ્રાંગે[8] તોપખાનું બનાવવાની એવી શોધ કરી કે તે તોપખાનું હજુ તેનાજ નામથી એટલે આર્મસ્ટ્રાંગ-તોપખાનાના નામથી ઓળખાય છે; વળી તેણે મોટાં વજનો પાણીવડે ઉંચે ઉપાડવાના યંત્રની શોધ કરી. તેણે પ્રથમ કાયદાનો અભ્યાસ કર્યો હતો, અને કેટલીક મુદ્દત સુધી એ ધંધો તેણે કર્યો પણ હતો. મિલ્ટન[9] પ્રથમ લંડનના એક કરારનામાં લખનારને ઘેર રહ્યો હતો; અને પોપ[10] તથા સાઉધી[11] સઘળું

---

૧. ડોવર, ઇંગ્લંડનું દક્ષિણનું બંદર. વસ્તિ, ૨૮,૫૦૦.

૨. ટામસ લાર્ડ ડેન્મન, ઈ.સ. ૧૭૭૯-૧૮૫૪. ઇંગ્લંડનો વડો ન્યાયાધીશ.

૩. સર ટામસ નૂનટાલફોર્ડ, ઈ. સ. ૧૭૯૫-૧૮૫૪; ન્યાયાધીશ. અદાલતમાંજ પંચને કહેવા જતાં તે અકસ્માત્ મરણ પામ્યો.

૪. ચેરિંગ ક્રાસ, લંડનનું એક મોટું ચોટું; અહીં ચાર મોટા રસ્તા ભેગા થાયછે.

૫. લંડન, ઇંગ્લંડનું મુખ્ય શહેર. વસ્તિ, ૩૦,૨૦,૯૭૧.

૬. નિનિવેહ, આસિરિઆની રાજધાની.ઈ.સ. પૂ.૨૩૪૭માં વસ્યું હતું; તે ઈ. પૂ. ૬૨૫ માં બાબિલનવાસી અને મીડ લોકોએ નાશ કર્યું.

૭. આસ્ટેન હેન્રિ લેયર્ડ, ઈ. સ. ૧૮૧૭-હયાત છે; મહાન પ્રવાસિ રાજ્યદ્વારી પુરૂષ.

૮. સર ઉવિલિઅમ આર્મસ્ટ્રાંગ, જ્યુબિલીના મહોત્સવ પ્રસંગે મહારાણી વિક્ટોરિઆએ ગયા જુન માસમાં તેને અમીર પદવી બક્ષી.

૯. જાન મિલ્ટન, ઈ. સ. ૧૬૦૮-૧૬૭૪; અંગ્રેજ કવીરાજ; પાછળથી આંધળો થયો હતો; ત્રણ વાર પરણ્યો હતો; ગદ્યનાં પુસ્તક પણ તેણે સારાં લખ્યાં છે.

૧૦. અલેક્ઝાંડર પોપ, ઈ.સ, ૧૬૮૮-૧૭૪૪; મોટો અંગ્રેજ કવિ; તીખા અને ઉતાવળીઆ સ્વભાવનો હતો; કદે નાનો અને વળેલો હતો; સ્વાર્થિ અને તરંગી હતો. માથાનું અને દમનું દરદ હતું.

૧૧. રાબર્ટ સાઉધી, ઈ.સ. ૧૭૭૪-૧૮૪૩. ગદ્ય-પદ્ય લખનાર.

કાપડ વેચનારના છોકરા હતા. વિદ્યા ગુરૂ ઉવિલ્સન[1] પેઇસ્લી[2] ગામના એક કારખાનુ ચલાવનારનો છોકરો હતો; અને લાર્ડ મેકાલે[3] એક વેપારીનો છોકરો હતો. તેનો બાપ આફ્રિકા સાથે વેપાર ખેડતો હતો. કીટસ[4] દવાદારૂનાં વસાણાં વેચતો; અને સર હંફ્રી ડેવી એક ગામડાના વૈદની પાસે શીખવાને રહ્યો હતો. સર હંફ્રી ડેવી એકવાર પોતાની વાત કરતો હતો, તે વખત તે બોલ્યો કે, હાલ જે કંઈ તમે મારામાં દેખોછો, તે મારી જાતેજ મેળવેલું છે. આ જે હું કહુંછું તે અહંભાવથી નથી કહેતો; કેવળ ભોળા ભાવથી અને શુદ્ધ અંતઃકરણથી હું બોલુંછું.' ગણિત વિદ્યામાં જેવો ન્યૂટન નામધારી થઈગયો છે, તેવીજ રીતે સૃષ્ટિ જન્ય પદાર્થોની તવારીખ જાણનાર રિચર્ડ ઓ-વન[5] પ્રખ્યાત પુરૂષ થઈ ગયો છે. તે એક લશ્કરી વહાણમાં સૌથી નીચી પાયરીની નોકરી ઉપર પ્રથમ દાખલ થયો; અને જે શાસ્ત્રીય વિષયના શોધ કરવામાં તેણે આટલી બધી પ્રસિદ્ધિ મેળવી, તે ઉપર તેણે પોતાની પાછલી ઉમરમાં ધ્યાન આપવા માંડ્યું હતું. જાન હંટરે અગાધ ઉદ્યોગ કરીને જે વિશાળ સંગ્રહ કર્યો હતો, તેની બાબર ફેરિસ્ત કરવામાં જે વખત એ રોકાયો, તેવામાં તેણે એ ઠેકાણે પોતાના મેંહા જ્ઞાનનો પાયો નાખ્યો. એટલું કામ કરવાને શસ્ત્ર વૈદ્યકશાસ્ત્રની પાઠશાળામાં તેને આશરે દશ વરસ લાગ્યાં.

દરિદ્રાવસ્થાની દુર્બળ સ્થીતિમાં જન્મીને પોતાના પરિશ્રમ અને બુદ્ધિબળ વડે જે પુરૂષો સૂર્યની પેઠે તેજસ્વી થઇને પોતાના દેશમાં ઝળકી રહ્યાછે, તેનાં દૃષ્ટાંતોથી ઇંગ્લાંડની માફક બીજા દેશો પણ ભરપુર છે. ચિત્રાદિ કળામાં નામાંકિત નામ જોવાં હોય તો ક્લાડ[6], એ એક ભઠિઆ-

---

૧. જાન ઉવિલ્સન, ઈ. સ. ૧૭૮૫-૧૮૫૪; એક પ્રસિદ્ધ કવિ અને નિબંધ લખનાર ટીકાકાર.

૨. પેઇસ્લી, સ્કાટલંડનું ગામ. વસ્તિ, ૪૮,૨૬૦.

૩. ટામસ બાબિંગ્ટન લાર્ડ મેકાલે, ઈ. સ. ૧૮૦૦-૧૮૫૯. કવિ, વક્તા, નિબંધ લખનાર અને ઇતિહાસ લખનાર. એ પરણ્યો નહતો.

૪ જાન કીટસ, ઇ. સ. ૧૭૮૬-૧૮૨૧. એક પ્રસિદ્ધ અંગ્રેજ કવિ.

૫ રિચર્ડ ઓવન, ઇ.સ. ૧૮૦૪. જાન હંટરના સંગ્રહની સંપૂર્ણ ટીપ કરતાં એને ત્રીશ વર્ષ લાગ્યાં;પણ તેમ કરવાથી તે સર્વથી મોટો શારીર શાસ્ત્રી નીવડ્યો.

૬ લારેઇન ક્લાડ, ઇ. સ. ૧૬૦૦-૧૬૮૨ લારેઇનનો એક પ્રસિદ્ધ ચિત્રકાર.

રાનો છોકરો હતો; ગીફ્સ[1], એનું કુળ પણ એવુંજ હતું. લીઓપોલ્ડ રાબેર[2], એ એક ઘડીઆળીને ઘેર જન્મ્યો હતો; હેઇડન[3] એ એક ગાડાં બનાવનાર સૂતારને પેટે અવતર્યો હતો; અને ડાગેર[4] નાટકશાળાના પડદા ચીતરવાનું કામ કરતો હતો. સાતમા ગ્રેગરી[5]નો બાપ સૂતાર હતો; પાંચમા સેક્સટસનો ભરવાડ હતો અને છઠ્ઠા આડ્રિઅન[6]નો એક ગરીબ ખલાસી હતો. આડ્રિઅન જ્યારે નાનો હતો ત્યારે તેને રાત્રે અભ્યાસ કરવાને દીવો સરખો મળતો નહીં; તેથી રસ્તામાં ફાનસો સળગતાં હોય, તેના અજવાળાથી અથવા દેવ-દેવસ્થાનના દીવા વડે તે તેના પાઠ તૈયાર કરતો. એટલી બાલ્યાવસ્થામાંથીજ જે આવી રીતે ધીરજ રાખીને મહેનતમાં મંડ્યો રહે, તે આગળ જતાં વિખ્યાતિ મેળવેજ મેળવે. એજ પ્રમાણે સેંટ જસ્ટ[7]માં શાળવીના ગરીબ ઘરમાંથી ખનીજ શાસ્ત્રવેત્તા હોઇ[8] ઉત્પન્ન થયો; અને આરલે આંગ[9]ના ભઠિઆરાને ઘેરથી યંત્રશાસ્ત્રી ઓટિફ્યુયા[10] પેદા થયો. ગણિત શાસ્ત્રી જોઝફ ફુરીઅર[11] ઓક્સેર[12] ગામના દરજીનો દીકરો હતો. ઇમારતો ઉઠાવવામાં પ્રવિણ એવો ડૂરાંટ[13] પારિસના એક મોચીનો છોકરો

૧ ઉવિલિયમ ગીફ્સ, ઇ. સ. ૧૮૦૫-૧૮૬૦. બેલ્જિઅમનો એક નામાંકિત શિલ્પ શાસ્ત્રી.

૨ લીઓપોલ્ડ રાબેર, ઇ. સ. ૧૭૯૭-૧૮૩૫. પ્રસિદ્ધ ફ્રેંચ ચિત્રકાર; આપઘાત કરીને મરણ પામ્યો.

૩ જોઝફ હેઇડન, ઇ. સ. ૧૭૩૨-૧૮૦૯. જર્મન સંગીતશાસ્ત્રી.

૪ લુઇ ઝાક માંડ ડાગેર, ઇ. સ. ૧૭૮૯-૧૮૫૧. સૂર્ય ઉપરથી તસવીર પાડવાની કળા શોધનાર ફ્રેંચ.

૫ સાતમો ગ્રેગરી, અસલ નામ હિલ્ડેબ્રાંડ ઇ. સ. ૧૦૮૫માં મરણ પામ્યો. રોમન કાથોલિક ધર્મનો પોપ-અધ્યક્ષ.

૬ છઠ્ઠો આડ્રિઅન, ઈ. સ. ૧૪૫૯-૧૫૨૩. રોમનો પોપ.

૭ સેંટ જસ્ટ, ફ્રાન્સમાં લુઆર નદી ઉપર, વસ્તિ, ૨,૩૦૦. એજ નામનું બીજુ પણ ગામ છે.

૮ રેને જૂસ્ટ હોઇ, ઈ. સ. ૧૭૪૩-૧૮૨૨. એક ફ્રેંચ ધર્મગુરૂ.

૯ આર્લે આંગ, ફ્રાન્સમાં વેપારનું શહેર છે, વસ્તિ, ૪૫,૦૦૦.

૧૦ જીઆં ઓટિફ્યુયા, ઈ.સ. ૧૬૪૭-૧૭૨૪; મોટો ફ્રેંચ યંત્રશાસ્ત્રી.

૧૧ જીઆં બાપટિસ્ટ જોઝફ બારન ફૂરીઅર, ઈ.સ. ૧૭૬૮-૧૮૩૦. મોટો ફ્રેંચ વિજ્ઞાન શાસ્ત્રી, ઇતિહાસ લખનાર, રાજનીતિજ્ઞ અને ગણિત શાસ્ત્રી.

૧૨ ઓક્સેર, ફ્રાન્સનું જૂનું શહેર, વસ્તિ, ૫૫,૫૦૦.

૧૩ જીઆં નિકલસ લૂઇ ડૂરાંટ, ઈ. સ. ૧૭૬૦-૧૮૩૪. એક મોટો ફ્રેંચ ઇમારત બાંધનાર.

હતો; અને સિદ્ધ પદાર્થ વિજ્ઞાનવેત્તા ક્રેઇસ્નર[1] ઝૂરિક[2]ના એક ગામડીઆને ઘેર જન્મ્યો હતો. દરિદ્રાવસ્થા, મંદવાડ અને બીજાં સંસારિક દુઃખને લઇને જેટલીજેટલી અડચણો નડે, તેવી હાલતમાં ક્રેઇસ્નરે પોતાની જીંદગી શરૂ કરી; તેમાં એ ક્ષુધાથી ડગ્યો નહીં; અને હિમ્મત ન હારતાં આગળ વધતોજ ગયો. 'ઉદ્યોગીને અવકાશ ઘણો,' એ કહેવત એણે ખરી કરી આપી. જેમને ઘણુંજ કામ હોયછે, અને તે કરવાને જેઓ ઉમંગી હોય છે, તેમને પુષ્કળ વખત મળેછે, એ વાતનું ઉમદા દૃષ્ટાંત એની જીંદગીમાંથી જડશે. પીએર રામસ[3] પણ એજ કિસમનો માણસ હતો. પિકર્ડિ[4]માં ગરીબ માબાપને ઘેર એનો જન્મ થયો હતો; અને એ નાનો હતો, ત્યારે ઘેટાં ચારતો; પણ એ ધંધો એને ગમ્યો નહીં, તેથી તે પારિસ નગરમાં નાસી ગયો. ઘણું ઘણું દુઃખ વેઠ્યા પછી, નવાર[5]ની પાઠશાળામાં તે ચાકર રહ્યો. એ જગા તેને જડી, એટલે સરસ્વતિ મંદીરના દરવાજા તેણે ઉઘાડ્યા અને થોડી મુદ્દતમાં તે એ જમાનાનો મહા પ્રસિદ્ધ પુરૂષ થઇ પડ્યો.

કાલ્વેડોસ[6]માં સેંટ આંડ્રેઅર એટો ગામના એક ગામડીઆનો છોકરો વોકેલાં રસાયનશાસ્ત્રી નીવડ્યો. જ્યારે નાની ઉમરમાં તે નિશાળે ભણવા જતો, ત્યારે લૂગડાં તો તેણે ગમે તેવાં પહેરેલાં હોય, પણ તેની બુદ્ધિનો ચળકાટ તે વખતથીજ દેખાતો હતો. જે મહેતાજીની નિશાળમાં તે લખતાં વાંચતાં શીખતો હતો, તે એને ખૂબ મહેનતુ જોઇને તેનાં કોઇ કોઇ વાર વખાણ કરતાં કહેતો, બચ્ચા વોકેલાં, મંડ્યો રહે, ઝોક્યો રહે, મહેનત કરતો રહે; તારૂં નસીબ ઉઘડશેજ; અને આપણા મંદીરના મુખીઆજીના જેવાં તને પણ સારાં કપડાં પહેરવાનાં મળશે. કોઈ ગામડાનો ગાંધી-વૈદ તે નિશાળમાં ગયો હશે. તે આ લઠ્ઠ છોકરાના ભુજ જોઇને રાજી થયો.

---

૧ કાન્રાડ વાન ક્રેઇસ્નર, ઈ. સ. ૧૫૧૬-૧૫૬૫, સ્વિટ્ઝર્લંડનો દેશી વિદ્વાન વૈદ્ય અને વિજ્ઞાનશાસ્ત્રી.

૨ ઝૂરિક, સ્વિટ્ઝર્લંડમાં પરગણું અને શહેર; શહેરની વસ્તિ, ૨૧,૫૦૦.

૩ પીએર રામસ, ઈ. સ. ૧૫૧૫-૧૫૭૨; ફ્રેંચ પંડિત અને ગણિતશાસ્ત્રી.

૪ પિકર્ડિ, ફ્રાન્સનો એક પ્રાચીન પ્રાંત વિભાગ.

૫ નવાર, સ્પેઇનનો પ્રાંત, ક્ષેત્રફળ, ૨,૪૫૦ ચોરસ માઇલ; વસ્તિ, ૩,૬૦,૦૦૦.

૬ કાલ્વેડોસ, ફ્રાન્સના સમુદ્ર કાંઠાનો પ્રાંત, ક્ષેત્ર ફળ. ૨,૧૩૦, ચોરસ માઇલ, વસ્તિ ૪,૫૪,૦૦૦.

તેણે એ છોકરાને કહ્યું કે 'તારી ખુશી હોય, તો હું તને વસાણાં વાટવાને મારી દુકાન ઉપર રાખું.' વોકેલાંએ ધાર્યું કે મારાથી ભણાશે અને વળી રળાશે, એટલે એ વાતની હા કહી. પણ પેલો વૈદ તો એને એના પાઠ કરવા દેતો નહીં. એ વાત એ પૂરેપૂરી સમજ્યો એટલે એ નોકરી છોડી દેવાનું તરત એણે નક્કી કર્યું. તે સેંટ આંદ્રેમાંથી નીકળીને, ખભે ખાવાની પોટકી ભરવીને પારિસનો રસ્તો તેણે લીધો. ત્યાં આવીને કોઇ વૈદને ઘેર ઓસડીઆં વાટવા રહેવાની તેણે ચાકરી શોધી પણ તે મળી નહીં. થાકથી અને ભૂખથી તે નરમ ઘેંશ જેવો થઈ ગયો. તે માંદો થઈ ગયો. તેવી હાલતમાં તેને દવાખાનામાં લઈ ગયા. હવે એણે જાણ્યું કે મારો અંત પાસે આવ્યોછે. પણ એ નિરાધાર છોકરાના નસીબમાં મોટી મોટી વાતો વિધાતાએ લખી હતી. તે સાજો થયો. તે પાછો નોકરી શોધવા લાગ્યો; અને આખરે એક વૈદ તેને રાખ્યો. થોડી મુદ્દત વીત્યા પછી તેને ફૂરક્રાય[1] નામના નામાંકિત રસાયન શાસ્ત્રી સાથે ઓળખાણ થયું. તે એના ઉપર એટલો તો ફીદા થઈ ગયો કે એને પોતાના ખાનગી પત્ર વ્યવહારનો લેખક બનાવ્યો; અને ઘણાં વરસ પછી એ મહાન તત્વજ્ઞાની મરી ગયો, ત્યારે વોકેલાં તેની જગા ઉપર રસાયન શાસ્ત્રનો વિદ્યાગુરૂ નીમાયો. છેવટે ઈ. સ. ૧૮૨૯ માં કાલ્વેડોસ પરગણાના ચૂંટણી કરનારાઓએ એને પોતાના પ્રતિનિધિ તરીકે પસંદ કર્યો; અને ફ્રાન્સ[2]ની વ્યવસ્થાપક મંડળીની સભામાં જવાને તે નીકળ્યો. તે વખત ઘણાં વરસ ઉપર જે ગામડામાં તે એવી નિર્ધન અને નિર્બળ દશામાં ભણતો હતો, તે ગામડામાં તે યશના ડંકાથી દાખલ થયો.

ફ્રાન્સમાં પ્રથમ રાજ્યચક્ર[3] ફર્યું,ત્યારપછી લશ્કરી ખાતામાં એવી તરેહની વ્યવસ્થા કરવામાં આવી કે છેક હલકામાં હલકી સિપાઈગીરીની ચાકરી ઉપરથી હરકોઈ માણસ ઉંચામાં ઉંચા દરજ્જાના લશ્કરી ઓહ્દા ઉપર ચઢી શકેછે, અને એવા દાખલા ત્યાં હરવખ્ત બનેછે; એમાંનું કાંઈ ઈંગ્લં-

---

૧ આંટોઇન ફ્રાંસ્વોઇડ ફૂરક્રાય, ઈ. સ. ૧૭૫૫-૧૮૦૯; ફ્રાન્સનો મહાન રસાયન શાસ્ત્રી, વિજ્ઞાન શાસ્ત્રી અને રાજકીય પુરૂષ.

૨ ફ્રાન્સ,યુરોપની પશ્ચિમનો દેશ,ક્ષેત્રફળ, ૨,૦૧,૯૦૦ ચોરસ માઈલ; વસ્તિ, ૩,૬૧,૦૨,૯૨૧.

૩ રાજ્યચક્ર ઈ. સ. ૧૭૮૯ માં શરૂ થયું; તેમાં ઈ. સ. ૧૭૯૩ માં સોળમા લૂઇને ફાંસી દીધો.

ડમાં નથી. '**દરવાજા ઉઘાડો તો દાખલ થનાર નીકળે**,' '**દરજાનાં દ્વાર ખુલ્લાં મૂકો, તો બુદ્ધિબળ દેખાય**' એ કહેવતો ઘણાં આશ્ચર્યજનક દ્રષ્ટાંતોથી ફ્રાન્સમાં જેમ ખરી પડીછે, તેમજ આપણા દેશમાં એવી છુટ હોત, તો આપણે ત્યાંથી પણ બેશક એવા ઘણા દાખલા મળી આવત. તે જોવું હોય તો એક સાધારણ સિપાઇગીરી ઉપરથી હોશ[1], હૂબેર[2] અને પીઝગ્રૂ[3] આગળ પડ્યા. હોશ રાજાના લશ્કરમાં હતો, તે વખત લશ્કરી વિદ્યાનાં પુસ્તકો વેચાતાં લઇ વાંચવાને એની પાસે પૈસા નહોતા, તેથી બીજા માણસોનાં બદન અને કબજા ઉપર સોનેરી ભરત ભરીને ખપજોગા પૈસા પેદા કરતો. હૂબેર નાનપણમાં બહુ બદફેલ, ફગડંડ છોકરો હતો. તે સોળ વરસનો થયો, ત્યારે ઘરમાંથી નાસી ગયો; અને નાન્સી[4]માં એક દુકાનદારને ત્યાં નોકરી રહ્યો; ત્યાંથી નીકળીને લાયન્સ[5]માં કારીગરનું કામ કરવા મંડ્યો; તે ન પરવડ્યું, ત્યારે સસલાનાં ચામડાંનો ભારો લઇને બધા ગામમાં બૂમ મારી મારીને વેચવા લાગ્યો. ઈ.સ. ૧૭૯૨ માં તેણે બિન પગારના ઉમેદવારોની પલટણમાં પોતાનું નામ નોંધાવ્યું; અને એક વરસમાં તો તે પલટણના સરદારની જગાએ નીમાયો. એજ પ્રમાણે કલેબેર[6], લફેવર[7],

---

૧ લાઝેર હોશ, ઈ. સ. ૧૭૬૮-૧૭૯૭; ફ્રાન્સના મોટા રાજ્યચક્રમાં પ્રજાસત્તાક લશ્કરનો સેનાપતિ. છેવટ, કોઇએ ઝેર દેવાથી મરણ પામ્યો, એમ શક છે.

૨ જોઝફ એઇમાબલ હૂબેર, ઈ. સ. ૧૭૬૭-૧૮૨૩; રાજ્યચક્રના લશ્કરનો સેનાપતિ.

૩ ચાર્લ્સ પીઝગ્રૂ ઈ. સ. ૧૭૬૧-૧૮૦૪; રાજ્યચક્ર પ્રજાસત્તાક લશ્કરનો સેનાપતિ. તેને તુરંગમાંજ ગુપ્ત રીતે મારી નાખ્યો હતો.

૪ નાન્સી, ફ્રાન્સનું શહેર, વસ્તિ, ૫૧૦૦૦.

૫ લાયન્સ, ફ્રાન્સનું મોટું પ્રસિદ્ધ શહેર, વસ્તિ, ૨,૮૦,૦૦૦.

૬ જીઆં બાપ્ટિસ્ટ કલેબેર, ઈ. સ. ૧૭૫૪-૧૮૦૦. એક માળીનો છોકરો; ફ્રેંચ સેનાપતિ. મીસર દેશમાં કેરો નગરમાં એક તુરકે એને મારી નાખ્યો. નેપોલિઅનની પ્રીતિનો માણસ હતો.

૭ ફ્રાન્સ્વો જોઝફ લફેવર, ડ્યૂક આફ ડાંટિઝગ અને ફ્રાન્સનો વડો સેનાપતિ, ઈ. સ. ૧૭૫૫-૧૮૨૦. એક લોટ દળવાની ઘંટી ચલાવનારનો છોકરો હતો.

સૂલ્ટ[1], વિક્ટર[2], લાનેસ[3], સૂલ્ટ[4], માસેના[5], સેંટ સીર[6], ડેરલાં, મ્યુરાટ[7], ઓઝેરો[8], બેસિએર[9], અને ને[10] એ તમામ હલકી સિપાઈગીરી ઉપરથી ચઢ્યા હે. કેટલીએક વખત કેટલાએક ઝડપબંધ ચઢ્યા

---

૧ લૂઈ ગેબ્રિઅલ સૂશે, ઈ. સ. ૧૭૭૨-૧૮૨૬; નેપોલિઅનનો એક ઉત્તમ સેનાપતિ.

૨ ક્લાડ પેરાં વિક્ટર, ડ્યુક આફ બેલુનો ઈ. સ. ૧૭૬૪-૧૮૪૧; નેપોલિઅન બોનાપાર્ટનો સેનાપતિ; એની બહાદુરી અને ચતુરાઈથી ચાલતી લડાઈમાંજ એને નેપોલિઅને માર્શલની ઊંચામાં ઊંચી પદવી આપી.

૩ જીઆં લાનેસ, ડ્યુક આફ મોંટબેલો અને ફ્રાન્સનો માર્શલ, ઈ. સ. ૧૭૬૯-૧૮૦૯. પ્રથમ રંગારાનું કામ કરતો. નેપોલિઅનનો એક વહાલો સેનાપતિ.

૪ નિકલસ જીઆં ડ ડીઅ સૂલ્ટ, ડ્યુક આફ ડાલ્મેશિઆ અને ફ્રાન્સનો માર્શલ. એક ચીઠીઓ લખનારનો છોકરો હતો. ઈ. સ. ૧૭૬૯-૧૮૫૧. નેપોલિઅનનો વડો સેનાપતિ. અતિ લોભી.

૫ આંદ્રે માસેના, એસ્લિંગનો ઠાકોર, ડ્યુક આફ રિવોલિ અને ફ્રાન્સનો માર્શલ. ઈ. સ. ૧૭૫૮-૧૮૧૭. ઘણા નીચ કુળનો હતો. નેપોલિઅનનો ઘણો કાબેલ સરદાર,

૬ લારેંટ ગૂવિઆં ડ સેંટ સીર, ઈ. સ. ૧૭૬૪-૧૮૩૦; ફ્રાન્સનો માર્શલ; ચામડીઆનો છોકરો હતો. નેપોલિઅનનો સેનાપતિ.

૭ જોઆકિમ મ્યુરાટ, ઈ. સ. ૧૭૬૭-૧૮૧૫. એક વીશીવાળાનો છોકરો હતો; તે ઘણો બહાદુર અને સહાસિક હતો; નેપોલિઅન પાદશાહે પોતાની બેન એની સાથે પરણાવી. તે ફ્રાન્સનો પ્રસિદ્ધ માર્શલ થયો અને નેપલ્સનો રાજા થયો.

૮ પીએર ફ્રાંસ્વો ચાર્લ્સ ઓઝેરો, ઈ. સ. ૧૭૫૭-૧૮૧૬. નેપોલિઅનનો બહાદુર સેનાપતિ. કેટલીક મુદ્દતથી તે એક ઘાથી પીડાતો હતો અને તાવ આવતો હતો, તોપણ પોતે ઘોડાઉપર બેસીને બંધાઈને લડાઈમાં ગયો; તે ડ્યુક આફ કાસ્ટિલિઓન અને ફ્રાન્સનો માર્શલ થયો.

૯ જીઆં બાપટિસ્ટ બેસિએર, તેને નેપોલિઅને ડ્યુક આફ ઈસ્ટ્રિઆ અને માર્શલ બનાવ્યો. તે લટઝનની લડાઈમાં છાતીમાં ગોળી વાગવાથી મરણ પામ્યો. ઈ. સ. ૧૭૬૮-૧૮૧૩.

૧૦ માઈકલ ને, ઈ. સ. ૧૭૬૯-૧૮૧૫. નેપોલિઅને એને ફ્રાન્સનો માર્શલ, માસ્કોનો ઠાકોર અને ડ્યુક આફ એલ્ચિંગન બનાવ્યો. છેવટે જેણે ફ્રાન્સને માટે ૫૦૦ યુદ્ધ કર્યાં હતાં, તેને ફ્રાન્સના નવા રાજ્યે ગોળી મારીને મારી નાખ્યો. ઉવાટર્લૂના યુદ્ધમાં એની રાંગ હેઠે પાંચ ઘોડા મુઆ. નેપોલિઅન એને 'વીરરાજ' કહેતો.

છે, અને કેટલાએકને વાર પણ લાગી છે. સેંટ સીર ટૂલ[1] ગામના એક ચમારનો છોકરો હતો. તે પ્રથમ નાટકમાં વેશધારી હતો; પછી તે શાસ્યુર્સ[2] નામની પલટણમાં નોંધાયો અને એક વરસમાં એક ટુકડીનો તે ઉપરી થઈ બેઠો. વિકટર, એ બેલૂનો[3]નો ઠાકોર હતો. તે ઈ. સ. ૧૭૮૧ માં તોપખાનામાં દાખલ થયો. રાજ્યચક્ર ફરતા પહેલાં કેટલીએક એવી વાતો બની કે તેને નોકરીમાંથી રજા મળી. પણ જેવી લડાઈ સળગી કે એણે ફરીથી પોતાનું નામ તરત લખાવ્યું; અને થોડા મહિનામાં એણે એવી તો ધીટ છાતી અને હોશિઆરી બતાવી કે તેને એડજુટંટ મેજર[4]નો ઓદ્દો અને એક બાટેલીઅન[5] પલટણનું ઉપરીપણું પ્રાપ્ત થયાં. મ્યૂરાટ જે 'સમશેર બહાદુર' કહેવાયછે, તે પેરિગાર્ડમાં એક વીશીવાળાનો છોકરો થાય, અને ત્યાં તે મેમાનોના ઘોડાની ચાકરી કરતો. તે શરૂમાં શાસ્યુર્સની પલટણમાં દાખલ થયો. ત્યાં તેની સ્વચ્છંદી ચાલના વાંકથી તેને કાઢી મૂક્યો; પણ તે વળી ફરી ઘુસ્યો, અને થોડા વખતમાં કર્નલ[6]ના ઉંચા દરજ્જા ઉપર ચઢી ગયો. નેએ અઢાર વરસની ઉંમરે ઘોડસવારોની હસારની પલટણમાં પોતાનું નામ નોંધાવ્યું, અને ધીમે ધીમે પાયરી દરપાયરી તે ચઢ્યો. ક્લેબરે તરત તેના ગુણની પરીક્ષા કરી લીધી. 'તને કદી થાક કે મહેનત કળાતાંજ નથી' એમ તે તેને હમેશાં કહેતો; અને તે પચીશ વરસનો થયો, એટલે તો તેણે તેને એડજ્યુટંટ જનરલની જગા આપી. પણ સૂલ્ટને તો ઉપર ચઢતાં સારી પેઠે મુદ્દત લાગી. તે લશ્કરમાં દાખલ થયા પછી છ વરસે તેને સારજંટ[7]ની જગા મળી. સૂલ્ટને તેની બાળ વ-

---

૧ ટૂલ, ફ્રાન્સનું એક ગામ; મોસેલ નદીઉપર છે. વસ્તિ,૬,૬૦૦.

૨ શાસ્યુર્સ, ઘોડસ્વારોની પલટણ; તેમની પાસે થોડોજ સામાન રાખવામાં આવેછે; તેથી, તેઓ ઉતાવળથી, જેમ ફરવું અને જવું આવવું હોય, તેમ કરી શકેછે.

૩ બેલૂનો, ઈટલિનું એક શહેર; વેનિસથી પચીશ કોસ ઉત્તરે છે; ત્યાંનો ડ્યુક (ઠાકોર), વસ્તિ,૧૫,૫૦૦.

૪ આડજુટંટ મેજર, લશ્કરી અમલદાર, કર્નલને મદદ કરવાને રાખેલો હોય છે.

૫ બાટેલિઅન, પાયદળ પલટણ; એવી અંગ્રેજી એક પલટણમાં આશરે ૮૦૦ માણસ હોયછે; તેનો ઉપરી લિફ્ટેનંટ કર્નલ હોયછે.

૬ કર્નલ, એક લશ્કરનો મુખ્ય ઉપરી; બ્રિગેડિઅર જનરલથી બીજે નંબરે.

૭ સારજંટ, વગર સનદી લશ્કરી નોકર; 'કારપોરલ' ના ઉપલા દરજ્જાનો; નવા સિપાઇઓને કવાયત શીખવેછે.

યમાં કંઈ કેળવણી આપવામાં આવી ન હતી; અને તે ફ્રાન્સ ખાતે મંત્રી નીમાઈને પરદેશી રાજ્યો સાથે સંબંધ રાખવા લાગ્યો, ત્યાં લગી તેને ભૂગોળનું કાંઇજ જ્ઞાન ન હતું. તેને પ્રધાનપદ મળ્યા પછી તે આનંદથી ભૂગોળ ભણવા લાગ્યો. પણ વળી માસેનાને પાયરી ચઢતાં જે ઢીલ થઇછે, તે જોતાં તો સૂલ્ટ ઉતાવળો આગળ વધ્યો છે, એમ આપણને લાગશે. માસેનાએ ચૌદ વરસ ચાકરી કરી, ત્યારે તે સારજંટ થવા પામ્યો: અને તે કેડે તો એ ક્રમે ક્રમે પાયરી દરપાયરી ચઢતો ગયો, અને કર્નલ થયો, પછી ડિવિઝન[1]નો જનરલ[2] થયો અને છેવટે માર્શલ[3] પણ થયો. તથાપિ એ પાછળથી કહેતો કે, મને ઊંચી જગાઓ મેળવવાને જે મહેનત પડીછે, તેમાં સારજંટની જગા જેવી બીજી કશામાં મને પડી નથી. ફ્રેંચ લશ્કરમાં અદ્યાપિ પર્યંત એજ પ્રમાણે સિપાઇગીરીમાંથી ઉંચે દરજ્જે ગએલા માણસોનાં દૃષ્ટાંત બનતાંજ આવેછે. શાંગારનીએ[4] પ્રથમ ઈ. સ. ૧૮૧૫ માં રાજાની ખાસ રક્ષક પલટણમાં સિપાઈની નોકરી ઉપર દાખલ થયો. માર્શલ બૂઝો[5]એ ચાર વરસ સિપાઇગીરી બજાવી, ત્યારે તેને મોટો ઓહ્દો મળ્યો. હાલમાંજ મારશલ રૅંડોંગ[6] ફ્રેંચ લશ્કર ખાતાનો પ્રધાન હતો, તે પહેલવહેલો નોકરીમાં દાખલ થયો, ત્યારે લશ્કરી વાજાની ટોળીમાં વાજુ

---

૧ ડિવિઝન, એક 'કમ્પની'માં ૯૦થી૧૦૦ સિપાઈ હોય, તેવી દશ 'કમ્પની' ની એક 'રેજીમેંટ;' એવી બે 'રેજીમેંટ' ની એક 'બ્રિગેડ'. એવી બે અથવા વધારે 'બ્રિગેડ' નો એક 'ડિવિઝન.'

૨ જનરલ, તોપખાનાની, સવારોની કે પાયદળની બે અથવા વધારે 'બ્રિગેડ' નો ઉપરી લશ્કરી અમલદાર હોય, તેને 'જનરલ' કહેછે.

૩ માર્શલ, લશ્કરી ખાતામાં સર્વોપરી અમલદાર; યુરોપના બીજા દેશોમાં એને ફીલ્ડ માર્શલ પણ કહેછે.

૪ નિકોલસ આન થેઓ ડયુલ શાંગારનીએ; ઈ. સ. ૧૭૯૩–૧૮૭૭. એક ફ્રેંચ જનરલ.

૫ ટામસ રાબર્ટ બૂઝોડ લા પિકોનેરી, ઈ. સ. ૧૭૮૪–૧૮૪૯; ફ્રાન્સનો માર્શલ; એને ડ્યુક આફ ઇસ્લિની અમીર પદવી નેપોલિઅને આપી કારણ કે પોતાના ૧૦,૦૦૦ માણસથી તેણે આરબ સરદાર અબ્દલ કાદરનાં ૪૦,૦૦૦ માણસને ઇસ્લિ ગામ આગળ હરાવ્યાં.

૬ આક લૂઈ કાઉંટ રાંડોંગ ઈ. સ. ૧૭૯૫. ફ્રાન્સનો 'જનરલ' અને 'માર્શલ'. ઘણો બહાદુર હતો.

વગાડતો હતો; અને વરસેઈલ્સ[1]ના ચિત્ર મહેલમાં તેની તસવીર મૂકવામાં આવી છે; તેમાં તેનો એક હાથ પડઘમની એક બાજુ ઉપર મૂકેલો દેખાયછે. એવી ઢબમાં પોતાની ઈચ્છા પ્રમાણેજ તેણે એ ચીતરાવીછે. આવા આવા દાખલા ફ્રેંચ સિપાઈઓના જોવામાં આવેછે, તેથી તેમને નોકરી કરવામાં ઉલટ અને ઉત્સાહ વધેછે; કેમકે હરકોઈ સિપાઈ મનમાં મોટી મોટી ઉમેદો વાજબી રીતે બાંધી શકે અને ધારે કે હાલ તો હું ખમે રોટલાનું બાથુ ભેરવીને સિપાઈગીરી કરૂંછું, પણ કોઈ વખત માર્શલનો દંડ પકડવાનો રળિઆમણો દહાડો પણ આવે. 'પુરૂષના નસીબ આગળ પાંદડું છે' એ વાત ફ્રેંચ લશ્કરના સિપાઈઓ રાત દહાડો જુએછે અને જાણે છે.

ધીટ આગ્રહ અને ઉત્સાહના ચમત્કારથી માણસો છેક ગરીબ સ્થિતિમાંથી નીકળીને મેદાન પડ્યા છે; અને જનમંડળનું કલ્યાણ કરવામાં તેમને ઉપયોગી થઈ પડે એવી ઉંચી જગાઓ ઉપર ચઢ્યા છે, અને એવી સત્તાની જગાઓ મેળવી છે, એવા પુરૂષોના ઘણા દાખલા હાથ લાગે છે; તે દાખલા હવે એટલા બધા થઈ ગયા છે કે તેમાં હવે કાંઈ નવાઈ લાગતી નથી; અને કોઈ એમ કહેવા જાય કે 'સોમાં કોઈકને કે હજારે એકને એમ 'દેવ ત્રૂઠે' તો તે ચાલે એમ નથી. એવા દાખલામાંથી કેટલાંએક વધારે પ્રખ્યાત દૃષ્ટાંતો આપણે તારવી કાઢીને તે ઉપર નજર કરીશું, તો આપણને સહજ સમજાશે કે જેમ વહેલું દુઃખ અને વિપત્તિ વેઠવાં પડે, તેમ તે સુખ સંપત્તિ અને જયજયકારનાં મોટાં અને અવશ્યનાં મદદગાર સાધન થઈ પડેછે. બ્રિટિશ આમની સભામાં એવી રીતે આપબળથી ચઢેલા માણસો હમેશા જથાબંધ જોવામાં આવેછે. બ્રિટિશ પ્રજામાં ઉદ્યોગ કરવાનો જે ખાસ ગુણ રહેલો છે, તેને માટે આવા પુરૂષોનાં દૃષ્ટાંતો એક આરસી જેવાં જાણવાં. આપણા દેશની રાજ્યનીતિ કિંવા કાયદાનું એવું સુંદર ધોરણ છે, કે આપણી પ્રજાના ગમે તે વર્ગમાંથી એવા પુરૂષો નીકળી આવે, તો તેમને આમની સભામાં આદરસત્કાર સાથે દાખલ કરવામાં આવેછે. ધન્ય છે એ આપણી રાજ્યનીતિને ! કારખાનાઓમાં મજુરોને અને કારીગરોને તેમના ધણીઓએ દશ કલાકથી વધારે

---

૧ વરસેઈલ્સ અથવા વેરસયે, ફ્રાન્સમાં નૈરૂત્ય ખૂણામાં; પારિસથી પાંચ કોસ ઉપર શહેર; વસ્તિ, ૬૨,૦૦૦; પાદશાહી મહેલનું આરસનું દિવાનખાનું ૧૦૫ ફુટ લાંબુ, અને ૭૯ ફુટ ઉંચુ છે; તેમાં જવાના ત્રણ મોટા રસ્તા ઉપર ઝાડની બેવડી બેવડી હારોછે.

રોકવા નહીં; એ લોકો પાસેથી દશ કલાકથી વધારે કામ લેવું નહીં, એમ ઠરાવવાને કાયદાનો મુસદ્દો ઘડવામાં આવ્યો હતો. તે ઉપર આમની સભામાં ચરચા ચાલી રહી હતી, તેવામાં સાલફોર્ડ[1] પરગણા તર્ફથી સ્વર્ગવાસી જોઝફ બ્રાધર્ટન પ્રતિનિધિની જગાએ બિરાજતા હતા. રૂ લોઢવાના કારખાનામાં એ પોતાની નાની ઉમરમાં મજુરી કરતા હતા, તે વખતે ઘણા કલાક સુધી મેહેનત કરવાથી તેને જે જે કષ્ટ વેઠવું પડ્યું હતું અને તે થાકીને લોટપોટ થઈ જતા, તેનું એવું અસરકારક બયાન કર્યું કે સાંભળનાર સભાસદોના મનમાં દયા ઉપજી. પોતાની એ બાલ્યાવસ્થાના દુઃખની હકીકત વિગતવાર જાહેર કરીને તેણે વિશેષ એમ જણાવ્યું કે, મેં તે વખતથીજ મારા મનમાં દૃઢ નિશ્ચય કર્યો હતો કે જો કોઈ એવો રૂડો દિવસ આવશે અને મારાથી બનશે, તો ગરીબ બાપડા મજુરોનું દુઃખ ટાળીશ અને તેમની હાલત સુધારવાને બનતો પ્રયત્ન કરીશ. એ પ્રમાણે એમનું બોલવું પૂરૂં થતાં, તેમના પછી સર જેમ્સ ગ્રેહામે[2] આખી સભાના ખુશીના પોકારમાં કહી બતાવ્યું, કે મિ. બ્રાધર્ટન આવા ગરીબ અને હલકા કુળમાંથી પૈદા થયા હશે, એમ હું જાણતો નહતો, પણ એ વાત મારા જાણવામાં આવવાથી આમની સભાની મોટાઈ મારા મનમાં અધિક આવેછે, અને એ સભાને માટે મારૂં મન હરખથી ફૂલાયછે કારણ કે તેના ધારા એવા ન્યારા અને સારા છે કે એવી હલકી હાલતમાં જન્મેલાં માણસ પણ સરખાપણાનો દાવો રાખીને દેશના વંશપરંપરાના અમીર અને રાજ્યવર્ગ સાથે જોડાજોડ આવીને બેસવાને શક્તિમાન થાયછે.

જ્યારે પોતાની જીંદગીમાં પૂર્વે બની ગએલા બનાવોની હકીકત કહેવી હોય, ત્યારે ઓલ્ડહામ[3] પરગણા તર્ફથી સ્વર્ગવાસી મિ. ફાક્સ[4] સભા-

---

૧ સાલ્ફોર્ડ, લાંકાશિઅર પરગણાનું શેહેર; અર્વેલ નદીને જમણે કાંઠે સાલ્ફોર્ડ છે, અને ડાબે કાંઠે માંચેસ્ટર છે. રૂનું કારખાનું છે. વસ્તિ, ૧,૨૪,૮૦૫; હજુ વસ્તિ બહુજ વધતી જાય છે.

૨ રાઈટ આનરબલ સર જેમ્સ રાબર્ટ જાર્જ ગ્રેહામ, બારોનેટ, ઈ. સ. ૧૭૯૨–૧૮૬૧, ઈંગ્લંડનો એક રાજકીય પુરૂષ.

૩ ઓલ્ડહામ, લાંકાશિઅર પરગણાનું શેહેર, માંચેસ્ટરથી ઈશાન ખૂણામાં ત્રણ ગાઉ ઉપર; વસ્તિ, ૧,૧૩,૧૦૦.

૪ ઉવિલિઅમ જાન્સન ફાક્સ, ઈ. સ. ૧૭૮૬–૧૮૬૪. એક સુભાષિત વક્તા, ગ્રંથકર્ત્તા અને રાજકીય પુરૂષ.

સદ નીમાયા હતા, તે વખાવખત એવા વચનથી આરંભ કરતા કે, હું જ્યારે નારીજ[1] ગામમાં નાનપણમાં 'શાળવીનું કામ કરતો ત્યારે,' ઇત્યાદિ; અને આપણી રાજ્યસભામાં હજુ કેટલાએ સભાસદો હાલ હયાત હશે. તેઓ પણ એવીજ રીતે હલકી હાલતમાંથી બહાર પડેલા છે. મિ. લિંડસે દેશ પરદેશ ઘણાં વહાણો દરિઆમાં એડતો; તે થોડીએક મુદત ઉપર સંડર્લેંડ[2] પરગણા તર્ફથી પાર્લમેંટમાં[3] સભાસદ નીમાયો હતો; તેના ઉપર તેના રાજકીય સામાવાળીઆઓએ હુમલો કર્યો હતો, તેના પ્રતિ ઉત્તરમાં તેણે પોતાના જીવન ચરિત્રની સાદી, નિષ્કાલસ વાત ઉવેમાઉથ[4] ગામના ચૂંટણી કરનારાઓ આગળ કહી સંભળાવી. તેણે કહ્યુ કે, ચૌદ વરસની ઉમરમાં હું માબાપ વગરનો થઈ બેઠો, અને જેમ તેમ મારો નિભાવ કરવાને હું ગ્લાસગોથી[5] લિવર્પૂલ[6] જવાસારૂ નીકળ્યો. ભાડું ખર્ચીને આગબોટમાં બેસવા જેટલા પૈસા મારી પાસે નહોતા, તેથી ભાડાના બદલામાં આગબોટના ઉપરીના કહેવા પ્રમાણે મેં મહેનત કરવાનું જણાવ્યું તે વાત તેણે કબૂલ કરી; અને આખે રસ્તે મેં આગબોટના સંચાનો દેવતા સળગાવવાનું અને કોલસા નાખ્યા કરવાનું કામ કર્યું. લિવર્પૂલમાં બે મહિના સુધી તો હું બેઠી રહ્યો. મને કંઈ ચાકરી મળી નહીં. એ વખત મહા મહા દુઃખે હું દહાડા કાઢતો. છેવટે એક વહાણ અમેરિકા જતું હતું, તેમાં હું દાખલ થયો. તે વખત હું કેવળ છોકરવાદ હતો; અને અખંડ સારી ચાલ અને સારી રેહેણી રાખવાથી ઓગણીશ વરસની લઘુ વયમાં મને આખા વહાણના ઉપરીનો ઓહ્દો મળ્યો. ત્રેવિશ વરસની ઉમરે મેં મહાસાગર-પર્યટન મૂકી દીધું અને જમીન ઉપર આવીને રહ્યો. હવે હું ઉતાવળો આ-

---

૧ નારિજ, નારફાક પરગણાનું જૂનું શેહેર, વસ્તિ, ૮૦,૫૮૬.

૨ સંડર્લેંડ, ડરહામ પરગણાનું ગામ, વસ્તિ ૯૨,૩૪૦.

૩ પાર્લમેંટ, ઈંગ્લંડ, સ્કાટલંડ તથા આયર્લંડ તર્ફથી અમીરો તથા આમની સભા પ્રજાને માટે કાયદા ઘડવા, રદ કરવા, વગેરે કામ માટે મળીને વિચાર કરેછે.

૪ ઉવેમાઉથ, ડાર્સેટશિઅર પરગણાનું બંદર; વસ્તિ ૧૩,૨૬૦.

૫ ગ્લાસગો, સ્કાટલંડના લેનાર્કશિઅર પરગણામાં ક્લાઇડ નદીના બંને કાંઠા ઉપર મોટું શેહેર, વસ્તિ, ૫,૬૬,૧૫૦. મોટું વેપારનું મથક.

૬ લિવર્પૂલ, ઈંગ્લંડમાં લાંકાશિઅર પરગણાનું શેહેર; મર્સી નદી ઉપર મોટું બંદર, વસ્તિ, ૪,૯૪,૦૦૦.

ગળ વધવા લાગ્યો. તે કહેતો કે, એક ચિત્તે નિરંતર કામ કર્યાં કરવાથી, અડગ ઉદ્યોગ કરવાથી, 'અને બીજા માણસો મારી સાથે કેવી રીતે ચાલે, તો મને ગમે; તેવીજ રીતે મારે તેમની સાથે ચાલવું જોઇએ,' એ મહાવાક્ય નિરંતર મારી નજર આગળ રાખવાથી હું આ સુખી હાલતે આવ્યો છું.

ઉત્તર ડર્બિશિઅર[1] પરગણા તર્ફથી બર્કનહેડ[2] વાસી મિ.ઉવિલિઅમ જાક્સન[3] હાલ સભાસદ છે. તેમનું જીવનચરિત્ર ઘણી વાતે મિ. લિંડસેના જન્મચરિત્રને મળતું છે. એનો બાપ લાંકાસ્ટર[4]માં વૈદુ કરતો, તે અગીઆર છોકરાનું લ્હારૂં મૂકીને મરી ગયો; તેમાં ઉવિલિઅમ જાક્સન સાતમો છોકરો હતો. બાપ જીવતાં મોટા છોકરાઓને તો સારી રીતની કેળવણી મળી હતી, પણ તે ગુજરી જવાથી નાનાં છોકરાંઓને માથે તો ખરેખરી આવી પડી. ઉવિલિઅમને પૂરાં બાર વરસ પણ નહોતાં થયાં, તેવામાં તો તેને નિશાળ છોડવી પડી અને સવારના છ વાગતાથી તે રાતના નવ વાગતા સુધી વહાણમાં સખ્ત મજુરી કરવા ઉપર રહેવું પડચું. તેનો ઉપરી માંદો પડવાથી, તેને શરાફી દુકાનમાં દાખલ કર્યો. એ ઠેકાણે તેને વધારે નવરાશ મળવા લાગી. આમ થવાથી તેને વાંચવાનો વખત મળ્યો, અને 'એન્સાઇક્લો પીડિઆ બ્રિટાનિકા[5]' નામના પુસ્તકના બધા ભાગ તેને હાથ લાગવાથી, દિવસે જેટલો વખત મળે, તેટલો દિવસે પણ વિશેષે કરીને રાત્રે તમામ ખંડ 'એ'થી 'ઝેડ'[6] સુધી તે વાંચી ગયો. પછી તે અમુક ધંધો કરવા લાગ્યો, તેમાં તે કાળજીથી મહેનત કરતો અને તેથી તે

---

૧ ડર્બિશિઅર, ઇંગ્લંડનું પરગણું, ક્ષેત્રફળ, ૧૦૩૦ ચોરસ માઇલ, વસ્તિ, ૬,૦૧,૩૭૪.

૨ બર્કનહેડ, ઇંગ્લંડમાં ચેશિઅર પરગણાનું શહેર, લિવર્પૂલથી સામે કાંઠે, વસ્તિ, ૪૫,૪૧૮.

૩ ઉવિલિઅમ જાક્સન, ઈ. સ. ૧૭૩૦–૧૮૦૩. સંગીતશાસ્ત્રી અને ગ્રંથ કર્તા.

૪ લાંકાસ્ટર, ઇંગ્લંડમાં લાંકાશિઅર પરગણાનું બંદર, વસ્તિ, ૧૭,૨૪૫.

૫ એન્સાઇક્લોપીડિઆ બ્રિટાનિકા, ગ્રેટબ્રિટનનો વિશ્વ-કોષ; જેમાં સર્વ શાસ્ત્ર, વિદ્યા, કળા આદિની હકિકત કક્કાવારી કોષ પ્રમાણે અનુક્રમે લખેલી હોયછે.

૬ એ-થી-ઝેડ, અંગ્રેજી મૂળાક્ષરના છવ્વીશ અક્ષરો બતાવવાને પહેલો તથા છેલ્લો લખેલો છે.

આબાદ થયો. હાલ તે એવો તો જબરો વેપારી થઈ પડ્યો છે, કે પૃથ્વીનો કોઈ સમુદ્ર તેના વહાણ વગરનો નહીં હોય, એટલુંજ નહીં પણ પૃથ્વીના ઘણું કરીને તમામ દેશના વેપારીઓ સાથે તેને સંબંધ થયો છે.

સ્વર્ગવાસી રિચર્ડ કાબ્ડન[1] પણ એજ નમુનાનો નર હતો. તે પણ એવીજ રીતે પ્રથમ દુઃખી હાલતમાં હતો. સસેક્સ[2] પરગણાના મિડહર્સ્ટ[3] ગામના એક પટેલીઆનો તે છોકરો હતો. તેને તેની નાની ઉમરમાંજ લંડન શહેરમાં મોકલી દીધો. ત્યાં એક વખારમાં તે ચાકર રહ્યો. એ ભારે ઉદ્યોગી હતો. તેનાં ચાલચલણ રૂડાં હતાં; અને નવી બાબતો જાણવાને તે હોંસીલો હતો. તેનો ધણી જૂના વિચારનો અને જૂના જમાનાનો માણસ હતો. તેણે તેને કહ્યું કે ઘણું વાંચ વાંચ ન કરતો; તેથી કંઈ ફાયદો નથી; પણ કાબ્ડન તો પાછો હઠ્યો નહીં. એ તો આગળ વધતોજ ચાલ્યો. પુસ્તકોમાંનું જ્ઞાનરૂપી દ્રવ્ય તેના મનરૂપી ખજાનામાં એ તો ભરતોજ ચાલ્યો. તે એક જગાએથી બીજીએ અને બીજીએથી ત્રીજીએ, એમ ચઢતો ગયો; અને તેને એ પ્રમાણે જોખમ અને જવાબદારીની જગાઓ વારાફરતી મળતી ગઈ. તે પોતાના શેઠની દુકાન તરફથી દેશાવર ખાતે ફરવા લાગ્યો. એમ કરવાથી તેને સારાં સારાં ઓળખાણ થયાં અને તેની વગ વધી; અને છેવટ જતાં માંચેસ્ટર[4] શહેરમાં તેણે છીંટ છાપવાનું પોતાના તરફથી કારખાનું ઉભું કર્યું. લોકોપયોગી બાબતોમાં તે મન ઘાલવા લાગ્યો; તેમાં લોકોપયોગી કેળવણી ઉપર વિશેષે કરીને તેનું લક્ષ ગયું. એમ કરતાં કરતાં તે વખત અનાજને લગતા જે કાયદા દેશમાં ચાલતા, તે ઉપર ધીમે ધીમે તેનું ચિત્ત ચોંટ્યું. એ 'કાર્નલાઝ'[5] નો ધારો રદ કરાવવાને એણે પોતાનું સર્વસ્વ—તન, મન અને ધન ખરચી નાખ્યું. અજબ જેવી

---

૧ રિચર્ડ કાબ્ડન ઈ.સ. ૧૮૦૪-૧૮૬૫. એક અંગ્રેજ રાજકીય પુરૂષ.

૨ સસેક્સ, ઈંગ્લંડનું દક્ષિણમાં આવેલું પરગણું, ક્ષેત્રફળ, ૧૪૬૪ ચોરસ માઈલ, વસ્તિ, ૪,૧૭,૧૪૦.

૩ મિડહર્સ્ટ, વરસમાં ઢોરના ત્રણ મેળા–પ્રદર્શન–ગુજરી ભરાય છે. વસ્તિ, ૬,૭૫૩.

૪ માંચેસ્ટર, ઈંગ્લંડમાં લાંકાશિઅર પરગણાનું શહેર. રૂના કાપડના વેપારનું મથક. વસ્તિ, ૩,૮૩,૮૪૩. દરવર્ષે ૪,૯૪૦ માણસ વધેછે.

૫ 'કાર્ન-લાઝ,' પરદેશથી અનાજને ઈંગ્લંડમાં આવતું અટકાવવાના કાયદા. તે ઈ. સ. ૧૮૪૬ માં રદ કરવામાં આવ્યા.

વાત છે કે તેણે જાહેરમાં જે પહેલું ભાષણ કર્યું, તેમાં તેને કંઈ શાબાશી ન મળી. તે કેવળ નમાલું છે એમ ઠર્યું, પણ એ ઘણો આગ્રહી, ખંતીલો અને ઉત્સાહી નર હતો; અને અડગ મહેનત અને મહાવરાથી તે આખરે જાહેર વક્તાઓમાં એક ઉત્તમ પ્રકારનો અસરકારક અને મન હરણ કરે એવો ભાષણ કરનાર નીવડ્યો. સર રાબર્ટ પીલ[1] જેવા પુરૂષે પણ તેની શક્તિનાં નિઃસ્વાર્થ બુદ્ધિથી વખાણ કર્યાં. ફ્રાન્સની સહેનશાહત તર્ફથી તે વેળા ઈંગ્લંડમાં વકીલ તરીકે મોસ્યુ ડૂ આંગ ડર હ્વીસ રહેતો; તેણે મિ. કાબ્ડન માટે એક વાર છટાદાર વચનો વાપરીને કહ્યું કે, 'સુલક્ષણ, આગ્રહ અને મહેનતથી કેવાં મોટાં કામ થાયછે, તેનો આ જીવતો દાખલો હાજરાહજૂર છે. જનસમૂહના નીચા ભાગમાંથી નીકળીને પોતાની અંતર શક્તિના અને જાતેજ સેવા બજાવવાના સામર્થ્યવડે મનુષ્યતુલનાના સૌથી મોટા દરજ્જા ઉપર ચઢી જાય, એવા પરમ પુરૂષાર્થવાળા પુરૂષો વિરલ હોયછે. તેમાંનો આ એક છે. અંગ્રેજ પ્રજામાં જે સંગીન ગુણો ખાસ રીતે ઊંડાં મૂળ ઘાલીને રહેલા છે, તેનું આ દુર્લભ દૃષ્ટાંત છે.

આ સઘળાં ઉપરનાં દૃષ્ટાંતોથી દેખાશે કે જેણે નામના મેળવવી હોય તેણે તો હરેક કામ પછવાડે આઇર્પાને ખંતથી મંડ્યા રહેવું. હરકોઈ બાબતમાં શ્રેષ્ટાઇનો સૂર્ય આળસ અને સુસ્તીના અંધારાવાળા પ્રદેશની બહાર પ્રકાશે છે. જે બાહુબળથી અને બુદ્ધિબળથી નિરંતર મંડ્યા રહેશે, તે પોતાની જાત-કેળવણીમાં, જાત-સુધારામાં, ડહાપણમાં અને ધંધારોજગારમાં ધનવાન થશે. મોટા કુળમાં જન્મ્યા અથવા પૈસાદારને પેટ પડ્યા, તેથી શું વળ્યું? અચળ કીર્તિનાં તેજસ્વી કીરણ તો સતત્ આગ્રહના અંધારમાંથીજ ફૂટેછે. ગમે તે યોગે કરીને હજારો વીઘાનો આપણને વારસો મળે ખરો, પરંતુ કોઇ પણ પ્રકારે જ્ઞાન અને ડહાપણનાં વસીયતનામાં થતાં નથી. ધનાઢ્ય માણસ ધન ખરચીને પોતાનું કામ બીજા પાસે કરાવે તો તે ચાલે, પણ પોતાની વતી બીજાને બેસાડીને પોતાના કામનો વિ-

---

૧ સર રાબર્ટ પીલ, ઈ. સ. ૧૭૮૮-૧૮૫૦. રાણીનો દીવાન; મોટો રાજ્યદ્વારી પુરૂષ, ઘોડા ઉપરથી પડી જવાથી, તે મરણ પામ્યો.

૨ એડ્મર્ડ ડૂ આંગ ડર હ્વીસ, ઈ. સ. ૧૮૦૫—એક ફ્રેંચ રાજકીય પુરૂષ, ફ્રાન્સમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપન થયા પછી, તે જર્સીના ટાપુમાં જઇને રહ્યો. ઘણો કાબેલ પુરૂષ હતો.

ચાર કરાવાશે નહીં, અથવા ચાહે તેટલો પૈસો ખરચતાં પણ પંડસુધારાની ખરીદી થઈ શકશે નહીં. હરકોઈ વિષયમાં ઉત્તમતા માત્ર ધીટ આગ્રહથીજ પ્રાપ્ત થઈ શકેછે. એ સિદ્ધાંત ડ્રૂ અને ગિફર્ડ જેવા ગરીબ માણસો, જેઓ ખાલપાની ઝુંપડીમાંથી ઝળક્યા અને હ્યુ મિલર, જે ક્રોમાર્ટિની ખાણના પહાણામાંથી પ્રકાશ્યો, તેમને માટે સિદ્ધ અને સત્ય છે, તેવોજ સધનને માટે પણ સિદ્ધ અને સત્ય સિદ્ધાંત સમજવો.

એ તો સંપૂર્ણ રીતે સ્પષ્ટ છે કે જે માણસને ઘણી નિરાંત હોય, અને જેને ઘણો પૈસો હોય, તેજ માણસ કંઈ નિરાંત અને પૈસાવડે ખરેખરી ઊંચી જાતની-કેળવણી મળવેજ, એમ જરૂર કરીને જાણવું નહીં. જો એવી ઉમદા કેળવણીનો એ બે ચીજ ઉપરજ આધાર હોત, તો નિર્ધન અને નબળી હાલતમાંથી પેદા થઇને હરહમેશ જે પુરૂષોએ મોટાં કામ કરીને જગતને એસાનમંદ કરી છે, તે કરી ન શકત. એશઆરામમાં જીંદગી ગાળવાથી સંકટ સામા કમર કસવાને અથવા પુરૂષાર્થ કરવાને માણસો સમર્થ થતા નથી. એવા મોજીલા માણસને ખબર પડતી નથી કે દમ દઇને કામ કરવાની અને લીધેલા કામને પાર મેલવાની મારામાં અંતરશક્તિ છે; અને જ્યાં લગી એ ગુહ્ય જ્ઞાન થયું નથી, ત્યાંસુધી એ શક્તિ તેનામાં સ્ફુરતી નથી; અને શક્તિની સ્ફુરણી ન થવાથી તે શક્તિ અઘોર નિદ્રામાં રહેછે; અને તેમ થવાથી તેવા માણસથી કોઇપણ મહત્કાર્ય નીપજતું નથી. ખરેખર, અમે તો ધારીએ છીએ કે દરિદ્રતા દુઃખજ નથી, પણ જીગરના જાતિ-શ્રમથી તે દુઃખ સુખરૂપ થઈ પડેછે. કારણ કે એ કઠણ દહાડામાંથી નીકળવાને માણસ દુનિઆં સાથે બાથ ભીડે છે; તેમાં કેટલાએક જેઓ ટાંટીઆમાં જોર નથી રાખતા, તે ઉલટા નીચા પડેછે, નિરાંતના ઘેનમાં ઘોરેછે; પણ જે સચેત મનવાળા અને લોખંડની છાતીના હોયછે, તેઓ તો એવું યુદ્ધ મચાવી મૂકેછે કે દરિદ્રતાથી તેમનામાં ઓર દૈવત આવતું જાયછે, તેમના મનમાં દુઃખ દરિઆ પાર કરવાની આશા બંધાતી જાયછે અને છેવટે જયજયકાર થઈ રહેછે. બેકન લખી ગયો છે કે, માણસને પોતાના દ્રવ્યની અને પોતાની શક્તિની સમજણ નથી. દ્રવ્યમાં મૂળ દૈવત છે, તે કરતાં તેઓ તેમાં વધારે દૈવત માને છે; અને આપ-બળમાં છે તે કરતાં તેમાં ઓછું ગણેછે. જે માણસ પોતાના પંડ ઉપરજ એતેકાદ રાખે છે, અને જેણે મન મારતાં જાણ્યું છે, તે પો-

તાને તુમડેજ તરવાનો, તે આપ રળેલુંજ ખાશે, તે ખરી રીતે ચાકરી કરીને ભાખરી મેળવશે, અને પરસેવો ઉતારીને તેણે પેદા કર્યું હશે, તે તે વિચારીનેજ વાપરશે.

એશઆરામ અને મોજ માણસને મૂળથીજ ગમેછે; અને પૈસાદાર પોતાના પૈસાવડે એ ઝટ મેળવી શકેછે; એટલું છતાં, ગર્ભશ્રીમંતને ઘેર જન્મીને, પારણામાંથી લાડમાં ઉછર્યા છતાં, વૈભવથી વિમુખ થઇને, મનુષ્ય જાતના કલ્યાણના કામોમાં આગળ પડનાર ધનવાનોને ધન્ય છે. તન, મન અને ધનના સુખનો ત્યાગ કરીને વૈતરૂં કરવામાંજ વૈભવ માને છે, તેમને હજાર આફરીન છે. આ દેશના દોલતમંદ લોકો નિરૂદ્યમી નથી, એ તેમની શોભામાં વધારો કરનારી વાત છે. તેઓ રાજ્યપ્રકરણી કામકાજમાં સારી રીતે ભાગ લેછે, એટલુંજ નહીં, પણ રાજ્યનાં અને પ્રજાનાં જીવ સાટાસાટનાં જોખમી કામોમાં વધારે બહાર પડતા છે. પેનિન્સ્યુલર લડાઈ[1]ના હંગામમાં એક સબાલ્ટર્ન[2] અમલદાર તેની પલટણને પડખે એકલો કાદવ કીચડમાં ગોથાં ખાતો ચાલતો જોઇને કોઇએ ટપ્પો માર્યો કે, જુઓ, પેલા દોઢ લાખ રૂપિઆનો દમામ! વરસ દહાડે દોઢ લાખ કેમ રળાય છે, તે જુઓ! એવીજ રીતે મન મારવાના અલૌકિક ગુણ અને સુંદર સ્વાર્પણ આપણી કોમળ અબળાઓએ હાલના વખતમાં સેબાસ્ટોપોલ[3]ના ઉજડ હિમ પ્રદેશમાં અને હિંદુસ્તાનના અગ્નિ વરસતા દેશમાં તાદૃશ બતાવી દીધાં છે. એજ પ્રમાણે ઘણા મોટા મનના ઉમદા વીરપુરૂષોએ સ્વદેશની સેવામાં મોટા દરજ્જા અને દેશાઇગીરીઓ દૂર કરીને પોતાની જીંદગીને જોખમમાં નાખી છે, અને જીવ ખોયા છે. એ પ્રમાણે ધનવાનોએ પોતાનો ધર્મ બજાવ્યો છે.

તત્વજ્ઞાન અને વિદ્યાશાસ્ત્રના શાંત સાગરમાં પણ શ્રીમંત લોકો સ-

---

૧ પેનિન્સ્યુલર લડાઈ; સ્પેઇન અને પોર્ટુગલ મળીને 'આઇબીરિઅન પેનિન્સ્યુલા'-દ્વીપકલ્પ થાયછે; ત્યાં નેપોલિઅનના ફ્રેંચ લશ્કરની સાથે ઇંગ્લંડને જે લડાઇઓ થઈ હતી, તે.

૨ સબાલ્ટર્ન, લશ્કરી અમલદાર; કેપ્ટન અથવા કમાનથી ઉતરતા દરજ્જાનો.

૩ સેબાસ્ટોપોલ અથવા સેવાસ્ટોપોલ, ક્રિમિઆની નૈરૂત્યખૂણમાં રશિઆનું બંદર. ઈ. સ. ૧૮૫૪-૫૫ના પ્રખ્યાત ઘેરામાં ફ્રેંચ તથા અંગ્રેજોએ તે બાળી નાખ્યું. વસ્તિ. ૧૧,૦૦૦.

